


# કાઠિયાવાડના રાજવીઓ

## (ભાગ-૧)

લેખકો

**ડૉ.પ્રદ્યુમ્ન ભ. ખાચર**
અધ્યક્ષ, ઈતિહાસ વિભાગ
ડૉ.સુભાષ મહિલા કોલેજ
જૂનાગઢ - ૩૬૨૦૦૧

**પ્રા.પી.આર. મારૂ**
ઈતિહાસ વિભાગ
ડૉ.સુભાષ મહિલા કોલેજ
જૂનાગઢ - ૩૬૨૦૦૧

**પ્રકાશક**
પુષ્પરાજ આર. ધાધલ
તા.ચોટીલા
જી.સુરેન્દ્રનગર
મુ.સાણોસરા-૩૬૩૫૨૦
ફોન :(૦૨૭૫૧)૨૩૭૨૭૪,૨૩૬૨૭૭

**Kathiawad na Rajvio**
**by-Prof.P.B. Khachar and Prof. P.R. Maru**



પ્રકાશક

પુષ્પરાજ આર. ધાધલ

પ્રથમ આવૃત્તિ

ઈ.સ.૨૦૦૫

કિંમત રૂા.૧૦૦.

મુદ્રક

આદર્શ પ્રિન્ટીંગ પ્રેસ

૧, તિરૂપતીનગર, નિર્મલા કોન્વેન્ટ રોડ,

નવી કેન્સર હોસ્પિટલ સામે, રાજકોટ.

# અર્પણ



જેઓએ
સૌરાષ્ટ્રને શણગાર્યુ
અને
વિવિધ સુવિધાઓ આપી, પ્રાથમિકશિક્ષણની
મફત સગવડ
પૂરી પાડી
જનતાની સેવા કરી હતી, એવા બધાય
આદર્શ રાજવીઓને પ્રેમાદરપૂર્વક.

# લેખકના અન્ય પ્રકાશનો

| | | |
|---|---|---|
| ૧. | કાઠી ઇતિહાસ અને સંસ્કૃતિ -**૧૯૯૭** | અપ્રાપ્ય |
| ૨. | પ્રાચીન ભારતના વિદેશીયાત્રી - **૨૦૦૦** | અપ્રાપ્ય |
| ૩. | ભૂચર મોરીની લડાઇ -**૨૦૦૦** | અપ્રાપ્ય |
| ૪. | ઇતિહાસ સુમન -**૨૦૦૧** | રૂા. ૪૦ |
| ૫. | સોરઠની વિદ્યાપીઠ બહાઉદ્દીન કૉલેજ - **૨૦૦૨** | રૂા. ૧૧૧ |
| ૬. | ઇતિહાસ એટલે ? -**૨૦૦૩** | રૂા. ૧૫૦ |
| ૭. | ગ્રંથો અને શિલાલેખો -**૨૦૦૩** | રૂા. ૧૧ |
| ૮. | ભૂલે બિસરે આઇને -**૨૦૦૪** | અપ્રાપ્ય |
| ૯. | તવારીખ -**૨૦૦૪** | રૂા. ૯૦ |
| ૧૦. | સૌરાષ્ટ્ર ગુજરાતના શાસકોની વંશાવળીઓ - **૨૦૦૫** | રૂા. ૫૬ |
| ૧૧. | કાઠિયાવાડ સર્વસંગ્રહ -**૨૦૦૫** | રૂા. ૫૦૦ |
| ૧૨. | કાઠિયાવાડના રાજવીઓ -**૨૦૦૫** | અપ્રાપ્ય |
| ૧૩. | સ્વામિનારાયણ સંપ્રદાયમાં કાઠી દરબારોનું પ્રદાન -**૨૦૦૬** | રૂા. ૭૦ |
| ૧૪. | કાઠીઓ અને કાઠિયાવાડ -**૨૦૦૬** (પીએચ.ડી.નો મહાનિબંધ પુસ્તક રૂપે પ્રગટ) | રૂા. ૪૦૦ |
| ૧૫. | બાબી રાજવંશના ગીતો -**૨૦૦૭** | રૂા. ૪૦ |
| ૧૬. | ઇતિહાસ મંજૂષા -**૨૦૦૮** | રૂા. ૭૦ |
| ૧૭. | શતદલ વ્યક્તિત્વ -**૨૦૦૮** | અમૂલ્ય |
| ૧૮. | ગિરનારનો ઇતિહાસ -**૨૦૦૯** | રૂા. ૩૦૦ |
| ૧૯. | સૌરાષ્ટ્રનો ગૌરવવંતો ઇતિહાસ -**૨૦૧૦** | રૂા. ૬૦૦ |
| ૨૦. | તસવીરોમાં જૂનાગઢ -**૨૦૧૧** | રૂા. ૭૫૦ |
| ૨૧. | સોરઠ સરકાર નવાબ મહાબતખાનજી - **૨૦૧૨** | રૂા. ૨૦૦ |
| ૨૨. | સંશોધક પરિચય -**૨૦૧૨** | રૂા. ૫૬ |
| ૨૩. | ગિર ગિરનારના મંદિરો -**૨૦૧૩** | અમૂલ્ય |
| ૨૪. | ઇતિહાસની અજાણી વાતો -**૨૦૧૫** | રૂા. ૭૦ |
| ૨૫. | ઇતિહાસ વારિધિ -**૨૦૧૬** | રૂા. ૧૫૦ |
| ૨૬ | સ્વામિનારાયણ સંપ્રદાયમાં કાઠી દરબારોનું પ્રદાન -**૨૦૧૭** (સંવર્ધિત આવૃત્તિ) | રૂા. ૧૨૦ |

**નોંધ :** ડૉ. પ્રદ્યુમ્ન ખાચરના સંશોધન અને કાર્ય વિશે ડૉ. ધીરૂભાઇ વાળાએ 'ઇતિહાસનો આરાધક-ડૉ. પ્રદ્યુમ્ન ખાચર' સ્વતંત્ર પુસ્તક લખેલ છે.

**કટાર લેખક :**

(૧) સૌરાષ્ટ્ર ઇતિહાસને પાને – ફૂલછાબ

(૨) લોક કથાની વાતો – મુંબઇ સમાચાર

# પ્રસ્તાવના

ભારતમાં કુલ ૫૬૨ દેશી રાજ્યો હતા, જેમાંથી ૨૨૨ રજવાડાઓ તો કાઠિયાવાડમાં જ હતા. એ રીતે કાઠિયાવાડ રાજાઓથી ભરેલુ ભરેલુ હતું. આ ૨૨૨ રજવાડાઓમાં ૧૪ સલામી રાજ્યો હતા. બધા રજવાડાઓના ઇ.સ.૧૮૬૩ થી ૧ થી ૭ વર્ગ પાડી દેવામાં આવ્યા હતા.

જ્યારે બીજા સાવ નાના તાલુકદારો હતા. પરંતુ એમાના ઘણા રાજવીઓએ કાઠિયાવાડની જનતાની બેનમૂન સેવા કરી અને વિવિધ ક્ષેત્રે સગવડતાઓ આપી હતી. જે આ રાજાઓએ રાજકીય, સામાજિક, આર્થિક ક્ષેત્રે કાર્યો કર્યા કે કાયદા કે સુવિધાઓ આપી, એના પાયા ઉપર જ પછી લોકશાહીના કાળમાં આગળ ઘણુ કામ ચાલ્યુ છે. તે જરૂર જોવુ જોઇએ કે, રાજાઓએ શિક્ષણ, દુષ્કાળ, રોજીંદી સેવા, ટેલિફોન, લાઇટ, પાણી, સુધરાઇ, નવા ગામો વસાવવા, સાહિત્યના ક્ષેત્રે ઉત્તેજન, આવાગમનના સાધનો, દાનધર્મ વગેરે વગેરે માટે ખૂબ જ કાર્ય કર્યુ હતું. આજે કેટલાક કાર્યો તો વિજ્ઞાન યુગમાં પણ આ રાજાઓની શરૂ કરેલી પધ્ધતિ મુજબ જ ચાલે છે, દા.ત. દુષ્કાળ રાહત યોજના. આ રાજાઓમાં જૂનાગઢના નવાબ મહાબતખાનજી બીજા, ભાવનગરના ભાવસિંહજી બીજા, મોરબીના વાઘજી ઠાકોર બીજા, નવાનગરના જામ રણજી અને રાજકોટના લાખાજીરાજ, ગોંડલના ભગવતસિંહજી અને અમરનગરના અમરાવાળા અને વડિયાના સુરગવાળાના નામો લોકોની સેવા માટે ઇતિહાસમાં સુવર્ણાક્ષરે કોતરવામાં આવ્યા છે.

કાઠિયાવાડના ઘણા રાજવીઓની થોડીક વિશેષતાઓ સરખી રહી છે. જે નીચે મુજબની ગણાવી શકાય.

(૧) કાઠિયાવાડના ઘણા ખરા રાજવીઓ બાળ ઉંમરે ગાદીએ બેઠા હતા અને ત્યારે મેનેજમેન્ટ દ્વારા અથવા રાજમાતા દ્વારા રાજ્ય ચાલ્યુ હતું.

(૨) કાઠિયાવાડના ઘણા રાજવીઓએ ઇ.સ.૧૮૭૦માં રાજકોટમાં સ્થપાયેલી રાજકુમાર કોલેજમાં અને ઇંગ્લેન્ડમાં પણ શિક્ષણ મેળવ્યુ હતું.

(૩) કાઠિયાવાડના પ્રથમ વર્ગના ઘણા ખરા રાજવીઓએ યુરોપનો અને ભારતનો પ્રવાસ કર્યો હતો. તેની તેના ઉપર ઉંડી છાપ પડી હતી, તેથી તેમણે કાઠિયાવાડમાં પરદેશ જેવી સગવડતાઓ આપવાનો પ્રયત્ન કર્યો દેખાય છે.બેંકો પણ સ્થાપી હતી.

(૪) કાઠિયાવાડના મોટા ભાગના રાજવીઓને બે થી વધુ રાણીઓ હતા.

(૫) દરેક રાજવીઓએ શિક્ષણની સુવિધા વધારવા પોતાના પ્રમાણમાં વધતા ઓછા પ્રયત્નો કર્યા હતા અને ઘણા ખરા રાજવીઓએ પ્રાથમિક શિક્ષણ મફત કર્યુ હતું.

(૬) દરેક રાજવીઓએ છપ્પનિયા દુષ્કાળમાં(ઇ.સ.૧૯૦૦)પ્રજાને ખૂબ જ રાહત પહોંચાડી(જેમાં ભાવનગર રાજ્ય અવ્વલ નંબરે) હતી અને દુષ્કાળ વખતે અનેક રાહતો આપી મહેસૂલ પણ માફ કરતા હતા. દરેક રાજા ખેડૂતની સુખાકારી માટે ચિંતીત રહેતો હતો.

આ રાજવીઓના પૂર્વજોએ ખેડૂતો પાસે કાઠિયાવાડની ધરતીને રસાળ અને ખેડવાણ બનાવી હતી અને એના ઉપર તેમના વંશજોએ કાઠિયાવાડની બેનમૂન ઇમારત બાંધી હતી, જે સુવર્ણમયી ઇમારત આપણા હાથમાં ઇ.સ.૧૯૪૭માં આપી હતી. જેને હવે આપણે વિકસાવી જ રહ્યા છીએ.

આ પુસ્તકમાં કાઠિયાવાડના પ્રથમ વર્ગથી માંડીને છઠ્ઠા વર્ગ સુધીના રાજાઓની નીચેના મુદ્દાઓની વિગતો આપવામાં આવી છે. જન્મ તારીખ, અભ્યાસ, રાજ્યારોહણ, આવક, ખંડણી, વસતિ, સુધારા કે કાર્યો, અવસાન વગેરે વગેરે પણ અહીં અમારી મૂંઝવણ એ રહી છે કે, દરેક રાજાની એક પેઈઝમાં જ વિગત આપવાની હોય તેથી ઘણુ ક્યાંક ચુકાયુ હશે. અમે આ રાજાઓનું તે યુગ અને સમય પ્રમાણે મૂલ્યાંકન કરી આપની સમક્ષ નમ્ર ભાવે રજૂ કર્યુ છે.

આઝાદી પછી જન્મેલા લોકો આ રાજાઓના કાર્યો અને અભ્યાસ વિશે જાણી રાજાશાહીની સારી બાબતોથી માહિતગાર થાય અને તેઓએ કાઠિયાવાડની જનતાની કેવી સેવા કરી સુવિધાઓ આપી હતી તેનો ખ્યાલ મેળવે સાથે સાથે તેઓના ફોટા જોઇ શકે તે હેતુ અમારો રહેલો છે.

આજના શાસકોએ કદાચ સગવડતાઓ જરૂર વધુ આપી છે, પણ તેનુ કારણ વિજ્ઞાન અને ટેકનોલોજીનો વિકાસ થયો છે, તેથી વધુ સગવડતાઓ મળી છે. શાસકો કેવી કેવી સુવિધાઓ આપે અને પ્રજાનો કેવો ખ્યાલ રાખે તેની આ રાજાઓની આજના શાસકો સાથે તુલના કરે પણ એ ખ્યાલ રાખે કે, ત્યારે યુગ પ્રમાણે ઘણી બધી સુવિધાઓ આપી હતી.આ પુસ્તક એમ.એ.ના ઇતિહાસના વિધાર્થીઓને પણ સંદર્ભગ્રંથ તરીકે કામ લાગે તેવુ છે.

આ પુસ્તકનો આ પ્રથમ ભાગ છે, હવે પછી બીજા ભાગમાં બાકી રહેલા અન્ય રાજવીઓના પરિચય આપવાની અમારી ધારણા છે. આથી બાકી રહેલા રાજવીઓના ફોટોગ્રાફ અને તેની વિગતો હવે પછી વાચકોના પ્રતિભાવ અને પ્રોત્સાહન અનુસાર આપવામાં આવશે.

આ પુસ્તક પ્રગટ કરતી વખતે કેટલાક વ્યક્તિત્વો અમને ઉપયોગી નિવડ્યા છે તેઓને સ્મરી લઇએ સૌપ્રથમ રજવાડી ફોટોગ્રાફર સ્વ.પી.એમ.જોશી કે જેઓએ અમારા કુટુંબની (પ્રદ્યુમ્ન ખાચર)અનેક તસ્વીરો લીધી છે, એમના પુત્ર ભરતભાઇએ અમારા સંગ્રહ બહારની કેટલીક તસ્વીરો હસ્તે મોઢે આપી છે, એમના અમે એમના આભારી બન્યા છીએ.

નેશનલ આર્કાઈવ્ઝ દિલ્હી, વડોદરા, રાજકોટ, જૂનાગઢના ગુજરાત રાજયના અભિલેખાગારો તથા વોટસન મ્યુઝિયમ રાજકોટ, દરબાર હોલ મ્યુઝિયમ જૂનાગઢનો આભાર.

આ સિવાય રાજબાવા મેધરાજજી ધાંગધ્રા, સાયલાના મહારાણા પૃથ્વીરાજસિંહજી, જસદણ દ.શ્રી સત્યજીતસિંહજી ખાચર, કુ.શ્રી ફાલ્ગુનસિંહજી ચુડા, યુવરાજશ્રી મહેન્દ્રસિંહજી બીલખા, કોઠારિયા ઠા.ઘનશ્યામસિંહજી તથા અમારા પ્રિન્સિપાલ બી.જે. વાટલિયા તથા અમારા ગુરૂ પ્રા.એસ.વી.જાની અને પ્રા.પી.જી. કોરાટ ,પ્રા.પારૂલબેન સતાસિયા તથા આચાર્યશ્રી હસમુખ વ્યાસ, ,પ્રા. સુરેશ પારેખ ,પ્રા. એમ.એમ. રાવલ ,નૌતમભાઇ દવે અને આ પુસ્તકનું સુંદર ટાઇટલ બનાવી આપનાર જયેશ શુક્લ તથા ટાઇપ સેટીંગ કરી આપનાર શીલુ ગૌતમ અને પ્રકાશક પુષ્પરાજ રામકુભાઇ ધાધલ અને પ્રિન્ટીંગ કરી આપનાર આદર્શ પ્રિન્ટીંગ પ્રેસવાળા ફઝલ ઇયલ વગેરેનો પણ અમે આભાર માનીએ છીએ.

તા. ૧૨ માર્ચ ૨૦૦૫

પ્રા. પ્રદ્યુમ્ન ભ. ખાચર
પ્રા. પી.આર. મારૂ
જૂનાગઢ

# લેખકોનો પરિચય

શ્રી પ્રદ્યુમ્નકુમાર ભગુભાઇ ખાચરે (જન્મ ૬ ફેબ્રુઆરી ૧૯૬૯)ધર્મેન્દ્રસિંહજી કોલેજ રાજકોટમાંથી મુખ્ય વિષય ઇતિહાસ સાથે બી.એ.ની ડીગ્રી ફર્સ્ટકલાસ સાથે મેળવી, ત્યારબાદ ઇ.સ. ૧૯૯૧માં સૌરાષ્ટ્ર યુનિવર્સિટીનાં ઇતિહાસ ભવનમાંથી એમ.એ.ની ડીગ્રી ફર્સ્ટકલાસ ફર્સ્ટ મેળવી, પ્રો. કેશવલાલ હીંમતલાલ કામદાર પ્રાઇઝ મેળવ્યું.તેઓએ કોલેજકાળમાં ગંગોત્રી ગૌમુખ અને મનાલીમાં ટ્રેકિંગ કેમ્પો કરેલ અને એન. સી.સી.નું ''સી'' સર્ટીફિકેટ બી ગ્રેડ સાથે મેળવ્યું છે. પંજાબની અશાંત પરિસ્થિતિ વખતે ફિરોજપુર (પંજાબ) મુકામે શ્રીએસ. એન. સુબ્બારાવ (ચંબલનાં ડાકુઓનું હૃદય પરિવર્તન કરાવનાર) સાથે નેશનલ યુથ પ્રોજેકટનાં કેમ્પમાં અગત્યની કામગીરી બજાવેલ. ગુજરાત સરકાર દ્વારા યોજાતા ''આપણી સરહદ ઓળખો'' કાર્યક્રમમાં ભાગ લઇ ભારત-પાકિસ્તાનની સરહદ ઉપર ફરીને વિગતો મેળવી હતી.તેઓએ ગુજરાતી વિશ્વકોશમાં અધિકરણો પણ લખેલ છે. આ સિવાય નવનીત સમર્પણ, કુમાર, વલોકચ્છડો, પથિક અને સંશોધનમાં અવાર નવાર લેખો લખે છે.જૂનાગઢનાં પોલીસ તાલીમ મહાવિદ્યાલયમાં પણ મુલાકાતી વ્યાખ્યાતા તરીકે સેવા આપી છે,સીદસર મુકામે આઇ. એ. એસ.ના તાલીમ વર્ગોમાં પણ મુલાકાતી વ્યાખ્યાતા તરીકે સેવા આપી છે. છેલ્લા ૮ વર્ષથી તેઓ સૌરાષ્ટ્ર કચ્છ ઇતિહાસ પરિષદનાં મંત્રી છે.સૌરાષ્ટ્રને માટે ખાસ તો તેઓનું પ્રદાન એ ગણાશે કે છેલ્લા ત્રણેક વર્ષથી સૌરાષ્ટ્રનાં પ્રતિષ્ઠિત અખબાર ''ફૂલછાબ'' માં ''સૌરાષ્ટ્ર ઇતિહાસને પાને'' નામની લોકપ્રિય કટાર શરૂ કરી તેમાં શહેરો અને ગામોનો પ્રમાણભૂત ઐતિહાસિક પરિચય કરાવે છે. આ માટે પોતે ગામેગામનાં પ્રવાસ કરી સૌરાષ્ટ્રની ધરતી ખુંદી વળ્યા છે અને સાથોસાથ જે તે સ્થળોની ફોટોગ્રાફી કરી છે. તેઓના ફોટોગ્રાફીના પ્રદર્શનો જૂનાગઢ, રાજકોટ, જામનગર પ્રભાસપાટણ વગેરે સ્થળે યોજાયા છે,તેઓની પાસે અન્ય ઐતિહાસિક તસ્વીરોનો મોટો સંગ્રહ છે. જયારે આ કટારપૂર્ણ થયે આ વિગતો પુસ્તકાકારે પ્રગટ થશે ત્યારે વિરાટકાર્ય પૂર્ણ કર્યુ ગણાશે. હાલમાં તેઓ ડો. સુભાષ મહિલા કોલેજમાં ઇતિહાસ વિભાગનાં અધ્યક્ષ છે.

બીજા લેખક પ્રા.પી. આર મારૂ પણ ઇતિહાસના અધ્યાપક છે અને તેઓ પ્રા. ખાચર સાથે જ સેવા બજાવેછે અને બન્ને સાથે ભણ્યા છે.તેઓ ૧૦ ડિસેમ્બર ૧૯૬૮ના રોજસમેગા(તા.બાંટવા)માં જન્મયા છે અને બહાઉદ્દીન કોલેજમાંથી બી.એ.ની પદવી મેળવી એમ.એ. ફર્સ્ટકલાસ પાસ (ઇતિહાસ ભવન સૌ.યુનિ.) થયા હતા.તેઓ ૧૧ વર્ષનો શૈક્ષણિક અનુભવ ધરાવે છે.

# અનુક્રમણિકા



સંદર્ભસૂચિ



# ૧. નવાબ મહાબતખાનજી બાબી બીજા-જૂનાગઢ

જૂનાગઢના પાંચમા નવાબ હામદખાનજી બીજાના અવસાન પછી તેમના નાના ભાઈ મહાબતખાનજી બીજા ગાદીએ બેઠા હતા. તે બહાદૂરખાનજી બીજાના નાજુબીબીના પેટે અવતરેલા તેઓ પિતાના અવસાન સમયે રાધનપુર હતા. ત્યાંથી આવી તા.૧૧-૮-૧૮૫૧ના રોજ ગાદીએ બેઠા હતા. પરંતુ તેઓની ઉંમર માત્ર ૧૪ વર્ષની હોવાથી રાજ્યનો વહીવટ રીજન્સી કાઉન્સિલને સોંપવામાં આવ્યો હતો. આ રીજન્સીએ ઈ.સ.૧૮૫૮ સુધી વહીવટ ચલાવ્યો હતો. નવાબના શિક્ષણ તરફ અંગ્રેજો પણ ખાસ ધ્યાન રાખવા લાગ્યા હતા. આથી નવાબ મહાબતખાનજી બીજાને અંગ્રેજી ભાષા શીખવવા પ્રભુદાસ મથુરદાસ અને સોમનારાયણ નરનારાયણને તથા ફારસી ભાષા શીખવવા મુનશી જાનમહમદને રોકવામાં આવ્યા હતા. આ નવાબને છ બેગમો હતી.

જૂનાગઢ રાજયનીવસતિ ઈ.સ.૧૮૮૧માં ૩૮૭,૪૯૯. ઈ.સ.૧૮૯૧માં ૪૮૪,૧૯૦.ઈ.સ.૧૯૦૧માં ૩૯૫,૪૨૮. ઈ.સ.૧૯૧૧માં ૪૩૪,૪૨૨. ઈ.સ.૧૯૨૧માં ૪૬૫,૪૯૩. ઈ.સ.૧૯૩૧માં ૫૪૫,૧૫૨ હતી

આ નવાબે સૌરાષ્ટ્રની ઢગલાબંધ સંસ્થાઓને દાન અને જુદા જુદા ફંડો, ઈનામો આપ્યા હતા તથા સાહિત્યકારોને પણ મદદ આપી હતી તેમણે કુલ રૂા.૧,૮૬,૯૩૯ની રકમનું દાન કર્યુ હતું. આ ઉપરાંત જાહેરકાર્યો માટે અને જુદી જુદી સંસ્થાઓને રૂા.૩,૫૪,૩૬૨નું દાન આપ્યુ હતું. તેમના સમયગાળા દરમ્યાન જકાત, બંદર, તાર, રેલવે, ન્યાય, પ્રેસ, ટંકશાળ, પોસ્ટ વગેરે ક્ષેત્રે મહત્ત્વના સુધારોઓ થયા હતા. ઈ.સ.૧૮૬૪માં સૌરાષ્ટ્ર પોસ્ટ ઓફિસની સ્થાપના કરી ઈ.સ.૧૮૭૬માં ધોરાજી-જૂનાગઢ સુધીની ટેલિગ્રાફ લાઈન પોતાના ખર્ચે ટેલિગ્રાફ ખાતાને કરી આપી હતી. ઈ.સ.૧૮૭૦માં ડો.અમીદાસ મનજીના હાથ નીચે દવાખાનું સ્થાપ્યુ હતું. આ સિવાય ગુજરાતી નિશાળ, સંસ્કૃત પાઠશાળા, લાડલીબીબી કન્યા શાળા, હાઈસ્કૂલ, નરસિંહ લાયબ્રેરી, રાજપ્રકરણી કોર્ટ વગેરે બનાવવામાં આવ્યા હતા. તેમણે પોતાના પ્રવાસ દરમ્યાન દિલ્હી, આગ્રા અને જયપુરમાં જે મહેલો જોયા હતા તેવા મહેલો બનાવી જૂનાગઢની શોભામાં વૃદ્ધિ કરી હતી. તેમણે આયના મહેલ, કચેરી મહેલ, ફરાસખાનુ, સક્કરબાગ, મોતીબાગ, પાઈબાગ, પરીતળાવ વગેરે બાંધ્યા હતા. આજે જે સર્કલ ચોક છે તે ચાંદની ચોક કહેવાતો ત્યાં મહાબત સર્કલ બનાવ્યું, ત્યાંથી દક્ષિણ તરફ દીવાન ચોક અને મહાબત સર્કલથી ઉત્તરે માંડવી ચોક બનાવી આ બધા સ્થળે સુંદર મકાનો અને કમાનોવાળા દરવાજા બંધાવ્યા હતા. તેમણે ૩૦૦ કેદી સમાય શકે તેવી જોહરાની જેલ જોઈ તેના જેવી જેલ જૂનાગઢમાં બંધાવી હતી. આ સિવાય મોટા કોઠાર, લાલરસાલા, પીળારસાલા, દફતરખાનુ, મહેમાનદારી, અદાલત, માંડવી, લાન્સર્સ, નવા ઉતારા, હમામ અને ચાર મુસાફરખાના બંધાવ્યા હતા. તેમણે બારાશહીદની મસ્જિદ, સર્કલ પાછળની મસ્જિદ અને મુસાફરખાનાની મસ્જિદ પણ તેમણે બંધાવી હતી. મહાબત મકબરાનું બાંધકામ તેમણે શરૂ કરાવ્યુ હતું. તેમને ઈ.સ.૧૮૭૧માં કે.સી.એસ.આઈ.નો ઈલ્કાબ મળ્યો હતો.આ રીતે જૂનાગઢને શણગારનાર અને જૂનાગઢના આધુનિક ઘડવૈયા તે હતા તેમ કહી શકાય. તેમનું મૃત્યુ તા.૨૯-૯-૧૮૮૨ના રોજ થયું. તેમને અધુરા બંધાયેલા મહાબત મકબરામાં દફન કરવામાં આવ્યા હતા.



## ૨. નવાબ બહાદુરખાનજી ત્રીજા - જૂનાગઢ

જૂનાગઢના છઠ્ઠા નવાબ મહાબતખાનજી બીજાના અવસાન પછી તેમના પુત્ર બહાદુરખાનજી જૂનાગઢના નવાબ તરીકે આવ્યા હતા.તેઓનો જન્મ તા.૨૨-૧-૧૮૫૬ના રોજ થયો હતો. જેમણે રાજકોટની રાજકુમાર કોલેજમાં શિક્ષણ મેળવ્યુ હતું. તેમના પિતાશ્રીના સમયમાં પોતે વહીવટમાં ભાગ લેતા અને રાજ્યનું પોલીસ ખાતુ સંભાળતા હતા. તેમણે રાજકુમાર કોલેજમાં અભ્યાસ પૂર્ણ કરી ઇ.સ.૧૮૭૩-૭૪માં કર્નલ લેસ્ટરની સાથે હિંદુસ્તાનનો પ્રવાસ કર્યો હતો. તેમને પાંચ બેગમો હતી. પરંતુ એકેયને પુત્ર ન હતો. તેમના સમયમાં જૂનાગઢ રાજ્યએ ઘણી પ્રગતિ કરી આધુનિકતાના ઉંમરે આવીને ઉભુ રહ્યુ હતું. દામોદર કુંડ ઉપર પુલ બંધાવવામાં આવ્યો. દાતારના ડુંગરના રસ્તે લેપર એસાઈલમનો પ્રિન્સ આલ્બર્ટ વિક્ટરના હાથે પાયો નંખાયો હતો. તેમના સમયમાં કાદુ મકરાણીના બહારવટાનો પ્રસંગ બન્યો હતો. આ સિવાય કનડા ડુંગર ઉપર નવાબના લશ્કરે મૈયાઓ ઉપર ગોળીઓ ચલાવી તેથી તે હત્યાકાંડમાં ૬૮ મૈયાઓ મરાયા અને તેમાં એક સ્ત્રી પણ મૃત્યુ પામી હતી. આથી સોરઠમાં હાહાકાર મચી ગયો હતો.

જૂનાગઢ શહેરની વસતિ ઈ.સ.૧૮૮૧માં ૨૪,૬૭૯. ઈ.સ.૧૮૯૧માં ૩૧,૬૪૦.ઈ.સ.૧૯૦૧માં ૩૪,૨૫૧. ઈ.સ.૧૯૧૧માં ૩૫,૪૧૩. ઈ.સ.૧૯૨૧માં ૩૩,૨૨૧.ઈ.સ.૧૯૩૧માં૩૯,૮૯૦. ઈ.સ.૧૯૪૧માં૫૮,૫૧૧.ઈ.સ.૧૯૫૧માં૬૨,૭૩૦. ઈ.સ.૧૯૬૧માં૭૪૨૯૮ની હતી. ઈ.સ.૨૦૦૧માં જૂનાગઢની વસતિ ૪,૨૦,૬૨૩ની હતી.

જૂનાગઢ રાજ્યમાં તેઓએ જરૂરી સુધારાઓ પણ દાખલ કર્યા હતા. તેઓએ ગામડાઓની મહેસૂલ ઉઘરાવવા ઈજારા અપાતા હતા, તે પ્રથા બંધ કરી તલાટીઓ દ્વારા મહેસૂલ લેવાનું ધોરણ દાખલ કર્યુ હતું. તેથી ખેડૂતોને ઘણી રાહત મળી હતી. રોકડિયા પાક અને ફળ-શાકભાજી ઉપર વજેભાગને બદલે રોકડ વિઘોટી લેવાની શરૂઆત તેમણે કરાવી હતી. ઈ.સ.૧૮૮૭માં શિક્ષણને ઉત્તેજન આપવા માટે વિક્ટોરિયા જ્યુબીલી જૂનાગઢ સ્કોલરશીપ (રૂા.૩૦૦૦) શરૂ કરી હતી. આ સિવાય રૂા.૨૦૦૦ની ત્રણ સ્કોલરશીપ ઈંગ્લેન્ડ અભ્યાસ કરવા જવા માટે આપી હતી. તેમને તા.૬-૧૧-૧૮૯૦ના રોજ જી.સી.આઈ.ઈ.નો ખિતાબ જાહેર કરવામાં આવ્યો હતો. આ માટેનો દરબાર તા.૨૦-૧૧-૧૮૯૦ના રોજ રાજકોટમાં ભરી પોલીટીકલ એજન્ટના હાથે તે ખિતાબ આપવામાં આવ્યો હતો. તેમના કાળમાં રૂા.૨૩,૩૨,૭૮૬/૨/૦ની રાજ્યની આવક હતી અને રૂા.૨૧,૦૭,૮૭૧/૭/૬ની જાવક હતી. તેમના સમયમાં જૂનાગઢમાં મહાબત મદ્રેસા, ફરગ્યુસન પુલ, ગિરનાર અને દાતારના પગથિયા, શાપુરનો કિલ્લો, પથ્થરના સિંહો વગેરે કાર્યો જૂનાગઢને શણગારવા માટે થયા હતા. આ ઉપરાંત તેમના સમયમાં ૧૯ જાન્યુઆરી, ૧૮૮૮ના રોજ જૂનાગઢમાં રેલવેનો પ્રથમ પ્રવેશ થયો ત્યારે તે ઘટનાની યાદગીરી રાખવા માટે કેપ્ટન કેનેડીના હાથે પોલીટીકલ કર્નલ વુડહાઉસ નામનું પરુ વસાવવાનું ખાતમુહુર્ત કર્યુ હતું.

પછી તા.૧ સપ્ટેમ્બર ૧૮૮૮ના રોજ જેતલસર જૂનાગઢ રેલવેનો વિધિસર પ્રારંભ થયો હતો. જયારે જૂનાગઢ વેરાવળ રેલવેનો પ્રારંભ તા.૧ ફેબ્રુઆરી ૧૮૮૯ના રોજ થયો હતો. આ નવાબના સમયમાં બહાઉદ્દીનભાઈએ નવા મુકેલા રે ગેઈટની દક્ષિણે મકાનો બાંધ્યા અને ઉત્તર તરફના મકાનો રાજ્યે બંધાવ્યા હતા. તા.૨૧-૧-૧૮૯૨ના રોજ તેઓ અવસાન પામ્યા. તેમને કોર્ટ સામેના મહાબત મકબરામાં દફન કરવામાં આવ્યા.



# ૩. નવાબ રસુલખાનજી બાબી - જૂનાગઢ

જૂનાગઢના સાતમા શાસક બહાદુરખાનજી ત્રીજાના અવસાન બાદ ખૂબ આનાકાની બાદ રસુલખાનજી જૂનાગઢના શાસક બન્યા હતા. તેઓ ઓલિયા પુરૂષ તરીકે ઓળખાતા હતા. તેઓને રાજકાજ કરતા ધર્મમાં વધુ રસ હતો. જ્યારે તેઓ નવાબ ન હતા ત્યારે તેમને મળતી જીવાઈની રકમ પણ ધર્માદામાં વાપરી નાંખતા. તેમણે ઇન્દ્રેશ્વરમહાદેવ (દોલતપરા) સુધીનો રસ્તો અને ગૌશાળા બાંધી આપી હતી. તેઓ સહિષ્ણુ શાસક હતા. તેઓનું જીવન ફકીર જેવુ સાદગીભર્યુ હતું. આથી તેમના ભાઇના અવસાન સમયે રસુલખાનજી સિવાય બીજાને ગાદી મળે તે માટે પ્રયત્નો કરવામાં આવ્યા હતા. તેઓ નિરક્ષર અને ફકીર જેવા હોવાથી ગાદી એદલખાનજીને મળવી જોઇએ એવું ઉભુ કરવામાં આવ્યુ હતું. પરંતુ વજીર બહાઉદ્દીનભાઇ અને નાયબ દીવાન પુરૂષોતમ ઝાલાના પ્રયત્નોથી તેમને ગાદી મળી હતી.

તેમનો જન્મ તા.૩૦-૭-૧૮૫૮ના રોજ બેગમ નૂરબુના પેટે થયો હતો. તેઓ નવાબ મહાબતખાનજી બીજાના પુત્ર હતા. પણ બાલ્યવસ્થામાં તેમના શિક્ષણ તરફ કોઇ ધ્યાન આપવામાં આવ્યુ ન હતું. નવાબ રસુલખાનજીને અમનબખ્તે, કેસરબાઇ અને આયશાબીબી એમ ત્રણ બેગમો હતી. આ નવાબના સમયમાં જ બહાઉદ્દીન કોલેજ, બહાઉદ્દીન જળાશય, વિકટોરિયા ડાયમંડ જયુબીલી મહોત્સવ, બહાદૂરખાનજી લાયબ્રેરી, રસુલખાનજી હોસ્પિટલ, બોટોનિકલ ગાર્ડન, આયુર્વેદ ફાર્મસી, અશોકના શિલાલેખ ઉપર મકાન, શાપુર-માણાવદર, માણાવદર-બાંટવા રેલવે અસ્તિત્ત્વમાં આવ્યા હતા.બહાઉદ્દીન કોલેજ બાંધવા માટે બહાઉદ્દીનભાઇએ પોતાને જે સન્માનમાં રકમ મળી હતી તેમાં રૂા.૨૦,૦૦૦ ઉમેરીને પોતાનું નામ કાયમ રહે તે માટે કંઇક બાંધવાનું કહ્યુ,આથી બહાઉદ્દીનકોલેજ બાંધવાનું નક્કી થયુ અને તે બાંધકામમાં ઘટતી રકમ આ નવાબે ઉમેરી હતી. તેમના સમયમાં પાટણમાં કોમી ઉપદ્રવો થયા હતા ત્યારે એજન્સીના આદેશથી કર્નલ એચ.જે.હંટરના પ્રમુખપણા હેઠળ એક કમિશન નીમવામાં આવ્યુ હતું જેણે તા.૨-૫-૧૮૯૩ના રોજ અહેવાલ આપ્યો અને રાજ્યે બંને કોમોને શાંત કરવા પ્રયત્નો કર્યો હતો. તેમના રાજ્યમાં વેશ્યાવૃતિ અને દારૂ ઉપર પ્રતિબંધ હતો. તેઓના શાસન દરમ્યાન ખેતી સુધારણાના પ્રયત્નો થયા હતા. તેમના કાર્યકાળમાં કચ્છ-માંડવીના ભણસાળી શ્યામજીકૃષ્ણ વર્માની દીવાન તરીકે નિમણૂંક કરવામાં આવી હતી. પરંતુ અમુક કારણોસર તેમને છ માસમાં છુટા કરવામાં આવ્યા હતા. નવાબ રસુલખાનજીના સમયમાં દીવાન પદ ઉપર દસ દીવાનો બદલાયા હતા. તેઓના નામની રાજકોટમાં નવાબ રસુલખાનજી ઝનાના હોસ્પિટલ આવેલી છે. ઇ.સ.૧૮૯૭થી રસુલખાનજી ના સમયથી જૂનાગઢ રાજ્યમાં બજેટ બનાવવાની શરૂઆત થઇ હતી,જે પ્રથા પછી ચાલુ રહી હતી. તેઓએ હિંદુના તિર્થસ્થળોને પણ મદદ કરી હતી. ઇ.સ.૧૮૯૯માં તેમને કે.સી.સી.આઇ.નો ઇલ્કાબ મહારાણી વિકટોરિયા તરફથી અને ઇ.સ.૧૯૦૮માં જી.સી.એસ.આઇ.નો ઇલ્કાબ મળ્યો હતો. તેમના કાળમાં ૨૧ ગામો નવા વસાવવામાં આવ્યા તથા સિંહોની પ્રથમવાર વસ્તી ગણતરી કરવામાં આવી હતી. તેમની સૌથી મહત્ત્વની બાબત મુસ્લિમ જગતના ઇતિહાસમાં એ ગણાવી શકાય કે, તેમણે પોતે પોતાનું અડધા કદનું બાવલુ ઇસ્લામ નિરાકારમાં માનતો હોવા છતાં બનાવરાવ્યું હતું. તે આજે દરબાર હોલ મ્યુઝિયમ જૂનાગઢમાં જોવા મળે છે. તેઓનું તા.૨૨-૧-૧૯૧૧ના રોજ અવસાન થયું અને તેમને કોર્ટ સામેના મહાબત મકબરામાં દફન કરવામાં આવ્યા હતા.



## ૪. નવાબ મહાબતખાનજી ત્રીજા - જૂનાગઢ

જૂનાગઢના નવમા અને છેલ્લા શાસક મહાબતખાનજી ત્રીજાનો જન્મ તા. ૨-૮-૧૯૦૦ના રોજ જૂનાગઢમાં  આયશાબીબીના પેટે નવાબ રસુલખાનજીના ઘેર થયો હતો. તેઓએ ઈંગ્લેન્ડમાં અને અજમેરની મેયો કોલેજમાં શિક્ષણ મેળવ્યુ હતું. આ નવાબ ખૂબ જ સીધા સાદા અને નિર્વ્યસની હતા. નાટકના તો એવા શોખીન હતા કે પોતે ખાસ રંગમંચ બનાવી પોતાના પસંદગીના માણસો વચ્ચે પોતે પણ નાટક ભજવતા હતા. પોતે શરમાળ પ્રકૃતિના હોવાથી બહાર બહુ ઓછા જતા અને જુમ્માની નમાજ પડવા પણ બહાર જતા નહીં. તેઓને બ્રિટીશ સેનાના માનદ કેપ્ટન, માનદ મેજર, માનદ કર્નલના હોદાઓ મળ્યા હતા. તેઓ ચુસ્ત મુસ્લિમ હતા અને હિંદુ મંદિરો અને સાધુઓને પણ મદદ કરનારા સહિષ્ણુ અને દયાળુ શાસક હતા. તેઓને હિંદુ જયોતિષમાં શ્રદ્ધા હતી અને બધા સંતાનોની કુંડળી બનાવરાવતા, માણેક સ્તંભ રોપતા. અરે ! વિલિંગ્ડન ડેમ અને વેરાવળમાં એક મકાનનો પાયો ગણેશ પૂજા કરી હિંદુ વિધિથી કર્યો હતો. દામોદરકુંડે લેવાતો કર તેમણે બંધ કર્યો હતો. ખેડુતોનુ લેણુ પોતે ગાદીએ બેસી માફ કર્યુ હતુ.  આખા રાજયમાં પ્રાથમિક કેળવણી મફત કરી હતી.સ્વભાવે માયાળુ અને ઉમરાવ દિલના તટસ્થ ન્યાયપ્રિય શાસક હતા. દા.ત. વેરાવળના પાંચ હિંદુ ખૂન કેસમાં તેમણે તટસ્થતા પૂર્ણ ન્યાય આપી ધર્મ સહિષ્ણુતાનો પુરાવો પુરો પાડચો હતો અને મુસ્લિમોનો ખૂબ જ વિરોધ હોવા છતાં મુસ્લિમોની સજા ઘટાડી ન હતી. મહાબતખાનજીના કાળમાં તા.૨૦-૪-૧૯૩૪ના રોજ વેરાવળમાં અને જૂનાગઢમાં સ્ટેટ બેંક, જૂનાગઢમાં વિલિંગ્ડન ડેમ, જાંબુર - દેલવાડા, વિસાવદર - ધારી, તાલાળા - સાસણ, સાસણ ગીર - વિસાવદર સ્થળોને જોડતી રેલવે નાંખવામાં આવી હતી. કેશોદમાં એરોડ્રામ, મફત અન્નક્ષેત્ર, સિલ્વર જ્યુબીલી મુસ્લિમ હોસ્ટેલ, પાવર હાઉસ, રેડક્રોસ,વિલિંગ્ડન કેટલ ફાર્મ વગેરે કામો થયા હતા.(કેશોદ એરોડ્રામનું ઉદ્ઘાટન શાહજાદા દિલાવરખાનજીના હાથે થયુ હતું)પોતે શિક્ષણને માટે ખૂબ જ ઉદાર હાથે મદદ કરનારા અને તેનો વિકાસ કરવામાં જરાય કચાસ રાખતા નહીં. તેમના રાજ્યમાં ઘણા વિશિષ્ટ કાયદાઓ પણ હતા, જેમકે વન્ય પ્રાણીના શિકારની મનાઈ, ખેતી માટે ઉપયોગી પશુની હત્યાની, મનાઈ ડબે પુરાયેલી ગાયોની હરરાજી થાય તો મુસ્લિમોને લેવાની મનાઈ, વગેરે હતા. રાજ્યની પૂરી પ્રજાને પોતાના સંતાન જેવા જ ગણતા અને જ્યારે પોતે પાકિસ્તાન ગયા અને ત્યાં સમાચાર મળ્યા કે જૂનાગઢમાં હિંદુ મુસ્લિમ વચ્ચે રમખાણો થઈ રહ્યા છે ત્યારે પોતે તરત જ તાર કરી આ ખૂન્નસને અટકાવવા અપીલ કરી હતી. આથી જ રાજ્યની પ્રજા તેમને સરકાર અને મા-બાપ નામથી બોલાવતી હતી. પરંતુ નસીબજોગે તેઓએ દીવાન ભૂટોની ચડામણીથી પાકિસ્તાનમાં જોડાવવાનો નિર્ણય લીધો અને તા.૨૪-૧૦-૧૯૪૭ના રોજ કરાંચી ચાલ્યા ગયા પછી પાછા જ ન આવી શક્યા અને જૂનાગઢનું રાજ તથા કરોડોની માલમિલકત ઝવેરાત ગુમાવી પાકિસ્તાનમાં જ રહ્યા. તેઓને પાકિસ્તાનમાં જરાય ગમતુ ન હતું અને બેગમોને પણ પાછું ફરવુ હતું. આ માટે ખુદ નવાબ સાહેબે ભારતના હાઈકમિશ્નર પ્રકાશને કરાંચીમાં મળ્યા હતા, કે'' જો મને જૂનાગઢ પાછો ફરવા દેવાની પરવાનગી આપવામાં આવે તો ભારત સાથે જોડાવા તૈયાર છે.'' પરંતુ કોને ખબર કે તેમને પાછા કેમ આવવા ન દીધા ? તે સંશોધનનો પ્રશ્ન છે.

જૂનાગઢ રાજ્યની ઈ.સ.૧૯૪૫-૪૬માં ૧,૩૧,૬૮,૦૦૦ની આવક હતી. તેઓની જૂનાગઢ ખાતેના કોર્ટ સામેના મકબરા પાસે નવો મકબરો ઉભો કરી ત્યાં દફન થવાની ઈચ્છા હતી તે અધુરી રહી હતી. તેઓ તા.૭-૧૧-૧૯૫૯ના રોજ કરાંચી ખાતે અવસાન પામ્યા.



# ૫. સર વિભાજી જાડેજા - જામનગર

નવાનગરના સોળમા શાસક જામરણમલજી બીજાના અવસાન પછી વિભાજી નવાનગરની ગાદીએ આવ્યા. તેનો જન્મ તા.૮-૫-૧૮૨૭ના રોજ થયો હતો. વિભાજીરાજ બહુ સારી રીતે કેળવણી લઇ શક્યા નહોતા પરંતુ આપબળે અને અનુભવે તે ગુજરાતી, અંગ્રેજી બરાબર સમજી શકે તેવા પરિપક્વ બની ગયા હતા. તેઓ તા.૨૨-૨-૧૮૫૨ના રોજ ગાદીએ બેઠા કે તરત ઓખામંડળના વાઘેરોએ એક મોટો બળવો કર્યો, તેને દબાવ્યો હતો. તે બદલ તેમને રાવબહાદુરનો ઈલ્કાબ મળ્યો હતો. વિભાજીને ચોવીસ રાણીઓ (૧૪ રાણી ૬ રખાત અને ૪ તાયફાઓ)હતા. વિભાજીને એક મુસ્લિમ રાણી ધનબાઈથી ભીમસિંહજી ઉર્ફે કાળુભા નામે પુત્ર અવતર્યો હતો. તેને જામે ગાદી વારસ બનાવવા પ્રયત્ન કર્યો અને અંગ્રેજ હકુમતમાં છેક કલકત્તા સુધી લડી તેને વારસ બનાવવા તનતોડ પ્રયત્ન કર્યા પણ સરકારે તે મંજુર રાખ્યુ નહોતું. તેમણે નવાનગરને પ્રગતિશીલ અને પ્રજા કલ્યાણકારી રાજ્ય બનાવ્યું અને કેટલાક સુધારાઓ કરાવ્યા. (૧) ઈ.સ.૧૮૬૪માં રાજ્યમાં ફોજદારી અને દીવાની અદાલતોની સ્થાપના કરી અને કાયદાઓ સુધરાવ્યા, (૨) ઈ.સ.૧૮૬૬માં મહેસૂલી સુધારાઓ કરાવ્યા તેથી ખેડૂતોને ફાયદો થયો, (૩) ઈ.સ.૧૮૭૪માં મ્યુનિસિપલ કમિટિની સ્થાપના કરી, (૪) ૧૮૭૨માં તાંબાના સિક્કાઓ ૧૮૭૩માં સોનાની કોરીઓની ટંકશાળ કશરૂ કરી, (૫) ઈ.સ.૧૮૭૭માં નવાનગરમાં પુસ્તકાલય અને વાંચનાલય ખોલ્યા, (૬) રસ્તાઓ બંધાવી ઝાડ રોપાવ્યા, દરિયા કાંઠે જોડિયા અને સલાયામાં દિવાદાંડી ઉભી કરાવી, (૭) દુષ્કાળમાં પ્રજાને કામ અને અનાજ આપ્યુ, (૮) રંગમતિ તથા નાગમતિ નદી પર પુલ અને વિકટોરિયા જ્યુબીલી નામની કન્યા શાળા ખોલી, તા.૪-૧૨-૧૮૮૮ના રોજ હાઈસ્કૂલ ખોલી, જકાતના દરો ઘટાડ્યા, નવી હોસ્પિટલ અને જેલ બાંધી. આવા બધા કાર્યો તેમણે કર્યા હતા. જામવિભાજી ઉદાર, દયાળુ અને દાનવીર હતા. તેઓએ અનેક ચારણો, કવિઓને મદદ કરી હતી. રાજકુમાર કોલેજના બાંધકામમાં રૂા.૨૨,૨૫૦ દાન આપ્યુ હતું. મુંબઈ યુનિવર્સિટીની જામવિભાજી નામનુ એક પ્રાઇઝ આપવા રકમ આપવામાં આવી હતી. રાજકોટમાં જામટાવર બંધાવી દીધો. ઈ.સ.૧૮૭૨માં ઈસ્ટ ઈન્ડિયા એસોસિએશનને ૨૦ વર્ષમાં એકંદર રૂા.૧૫,૦૦૦નું વ્યાજ થાય તેટલી રકમ આપી, જામની પ્રજામાંથી મુંબઈ યુનિવર્સિટીએ ઠરાવેલી કોલેજમાં જે કોઈ અભ્યાસ કરે તેને બે ઈનામો આપવાની યોજના કરી હતી.

રાજ્યમાંથી અનેક કરવેરા કાઢી નાંખી વેઠ પ્રથા તો સદંતર નાબૂદ કરી હતી. બેડીબંદરનો ધક્કો બાંધ્યો. જામવિભાજી પાસે કોઇ પણ માણસ ખુદ આવી ફરિયાદ કરી શકતો હતો. નવાનગરની રૈયત પણ તેમને ખરા દિલથી ચાહતી હતી. તેમના સમયમાં રાજ્યની વાર્ષિક આવક રૂા.૨૨,૩૩,૦૦૦ની હતી. તેમાંથી અંગ્રેજ સરકારને રૂા.૧,૨૦,૦૯૬ ખંડણી ભરતા હતા. જામવિભાજીને ઈ.સ.૧૮૭૮માં નાઈટ કમાન્ડર ઓફ ધી સ્ટાર ઓફ ઈન્ડિયાનો ઈલ્કાબ મળ્યો હતો. વિભાજી સંગીત, ગાયનના ખૂબ જ શોખીન હતા, તેથી રાજદરબારમાં હંમેશા ગીત સંગીતના જલસાઓ થતા રહેતા હતા. વિભાજી દેખાવે, સ્વભાવે, મિલનસાર, સાદા, ભોળા, અને પ્રમાણિક હતા અને શરીરે મજબૂત બાંધાના હતા.તેઓ સંવત ૧૯૫૧ વૈશાખસુદ ૪ને રવિવારના રોજ અવસાન પામ્યા.



## ૬. જામ રણજીતસિંહજી-જામનગર

જામનગરના અઢારમાં શાસક જસવંતસિંહજી ના(જસાજી) અવસાન બાદ રણજીતસિંહજી ગાદીએ આવ્યા. તેઓ તા.૧૦-૯-૧૮૭૨ના રોજ સડોદરમાં જન્મ્યા હતા. રાજકોટની રાજકુમાર કોલેજમાં અને ઈંગ્લેન્ડની કેમ્બ્રિજ યુનિવર્સિટીની ટ્રીનીટી કોલેજમાં શિક્ષણ લીધુ હતું અને બેરીસ્ટર એટલો થયા હતા. તેમણે ક્રિકેટના ક્ષેત્રે વિશ્વ સ્તરે નામના પ્રાપ્ત કરી હતી. પોતે યુવરાજ હતા ત્યારે ઈ.સ.૧૮૯૫ થી ૧૯૦૪ સુધીમાં પરદેશમાં રહી ક્રિકેટમાં જ રચ્યા પચ્યા રહ્યા કે સૌરાષ્ટ્રમાં તેમની ક્રિકેટની સિદ્ધિઓની કવિતાઓ રચાણી હતી, સાથે સાથે તેમણે વિશ્વના ઘણા દેશોનો પ્રવાસ કર્યો હતો.

જામ રણજીના હુલામણા નામે તેઓ ઓળખાતા તથા તેઓ ઉચ્ચ શિક્ષણ પામેલા અને વિશ્વમાં ફરેલા હોવાથી તેમણે જામનગર રાજ્યને આધુનિક બનાવીને જામનગરને સૌરાષ્ટ્રના પેરીસનું ઉપનામ અપાવ્યુ હતું. તેમણે જામનગરને શણગારવાનું કામ હાથમાં લઈ સૌ પ્રથમ રસ્તાઓ સુધાર્યા. આ ઉપરાંત શહેરમાં અસંખ્ય ઈમારતો બાંધી હતી. જેમાં (૧) વિભાવિલાસ (૨) જામવિલાસ (૩) અમરવિલાસ (૪) ઈરવીન હોસ્પિટલ (૫) સોલેરિયમ (૬) સજુબા ગર્લ્સ હાઈસ્કૂલ (૭) માર્કેટ (૮) સુમેર કલબ (૯) રેલવે સ્ટેશન (૧૦) ક્રિકેટ બંગલો (૧૧) ત્રણ બાવલા, જામ રાવળ, જામ રણજી અને મોન્ટેગ્યુ (૧૨) ગરાસિયા બોર્ડીંગ (૧૩) રણજીત સાગર ડેમ (૧૪) ઘનશ્યામ બેંક વગેરે મહત્ત્વના કહી શકાય તેવા કાર્યો કર્યા હતા. પોતે રાજ્યને આધુનિકતાના પંથે મૂકવા માંગતા હતા. તેથી વહીવટમાં પણ જબરા ફેરફારો કર્યા. ખેડૂતો પાસેથી ભાગબટાઈ લેવાને બદલે રોકડ મહેસૂલ લેવાની શરૂઆત કરી હતી. જમીન ઉપર ખેડૂતોનો હકક માન્ય રાખ્યો તથા વેઠપ્રથા નાબૂદ, ખેડૂત રાહતધારો વગેરે ખેતી ક્ષેત્રે સુધારા કરી ખેડૂતોના દિલ જીતી લીધા અને લોકશાહી જેવા ફાયદાઓ ખેડૂતોને મળ્યા હોય તેમ લાગ્યુ. ખેડૂતોની જેમ વેપાર વાણિજ્યને વિકસાવવામાં પણ તેમણે જબરૂ કામ કર્યુ. બેડીબંદર અને રેલવેને વિકસાવી વેપારને પ્રોત્સાહન આપ્યુ. ઈ.સ.૧૯૧૧માં પ્રાથમિક શિક્ષણ અને ઈ.સ.૧૯૧૬માં માધ્યમિક શિક્ષણ મફત બનાવ્યુ. જામ રણજીએ પ્રથમ વિશ્વ યુદ્ધમાં મેસોપોટેમિયાના મોરચે યુદ્ધમાં ભાગ લીધો હતો અને આ યુદ્ધમાં આંખ પાસે ગોળી લાગતા ઘવાયા હતા. બ્રિટીશ સરકારે તેમને માનદ મેજર (ઈ.સ.૧૯૧૪) અને માનદ લેફટેનન્ટ કર્નલ (ઈ.સ.૧૯૧૮)ની પદવીઓ અને કે.સી.એસ.આઈ. તથા જી.સી.એસ.આઈ. અને જી.બી.ઈ.ના ખિતાબો આપ્યા હતા.તેઓ ત્રણવાર જીનીવામાં ‘‘લીગ ઓફ નેશન્શ’’ની બેઠકમાં હાજરી આપવા ગયા હતા, જે તેમની મહત્ત્વની સિદ્ધિ ગણાવી શકાય. દ્વારકાના શંકરાચાર્યે તેમને ‘‘રાજ્ય ધર્મ રત્નાકર’’ની પદવી આપી હતી. આવા પ્રજા વત્સલ અને જામનગરને શણગારનાર રાજવીની વિરૂધ્ધ અખબારો લખતા હતા તે એક નવાઈરૂપ બાબત ગણાવી શકાય. તેમણે જામનગરનો જે વિકાસ કર્યો અને પોતાનું જે વ્યક્તિત્વ હતુ તેનાથી તેઓ એક પ્રખર રાજપુરૂષ અને મુત્સદી અને આધુનિક વિચારસરણીને વરેલા રાજવી તરીકે ગણાવી શકાય. એમણે જ જામનગરને પહોળા પાકા રસ્તા, ફુટપાથ, જાહેર બગીચા, ચોક અને એકસરખી દુકાનો બાંધી હતી.

જામ રણજીનું તા.૨-૪-૧૯૩૩ના રોજ મૃત્યુ થયુ ત્યારે તેમણે દત્તક લીધેલા જુવાનસિંહજીના પુત્ર દિગ્વિજયસિંહજી ગાદીએ આવ્યા.



# ૭. જામ દિગ્વિજયસિંહજી - જામનગર

જામ દિગ્વિજયસિંહજીએ જામનગરના છેલ્લા અને વીસમા જામ હતા. તેઓ તા. ૧૮-૯-૧૮૯૫ના રોજ સડોદરમાં જન્મ્યા હતા અને તા. ૧૪-૪-૧૯૩૩ના રોજ ગાદીએ બેઠા હતા. તેમણે રાજકુમાર કોલેજ રાજકોટ તથા લંડનની માલવર્ન કોલેજ તથા યુનિવર્સિટી કોલેજ લંડનમાં શિક્ષણ લીધુ એ પછી ઈંદોરની ભારતીય સૈનિકોની તાલીમ શાળામાં તાલીમ લીધી અને રાજપૂતાના રાઈફલ બટાલિયનમાં જોડાયા હતા. પોતે પરદેશી મોરચે પણ સૈનિક સેવાઓ આપી અસલ રાજપૂતી સ્વભાવ, શોખનો પરિચય આપ્યો હતો.

નવાનગર રાજ્યનીવસતિ ઈ.સ.૧૮૮૧માં ૩૧૬,૧૪૭. ઈ.સ.૧૮૯૧માં ૩૭૯,૬૧૧.ઈ.સ.૧૯૦૧માં ૩૩૬,૭૭૯. ઈ.સ.૧૯૧૧માં ૩૪૯,૪૦૦. ઈ.સ.૧૯૨૧માં ૩૪૫,૩૫૩. ઈ.સ.૧૯૩૧માં ૪૦૯,૧૯૨ હતી અને જામનગર શહેરની વસતિ ઈ.સ.૧૮૮૧માં ૩૯,૬૬૮. ઈ.સ.૧૮૯૧માં ૪૮,૫૩૦.ઈ.સ.૧૯૦૧માં ૫૩,૮૪૪. ઈ.સ.૧૯૧૧માં ૪૪,૮૮૭. ઈ.સ.૧૯૨૧માં ૪૨,૪૯૫. ઈ.સ.૧૯૩૧માં ૫૫,૦૫૬. ઈ.સ.૧૯૪૧માં ૭૧,૫૮૮. ઈ.સ.૧૯૫૧માં૧૦૪,૪૧૯. ઈ.સ.૧૯૬૧માં ૧૪૮:૫૭૨ની હતી.

તેઓના દીવાન વાલાસાન ખાનબહાદુર મહેરવાનજી પેસ્તનજી(બી.એ.એલએલ.બી.) હતા. જેમણે ૪૦ વર્ષ ઉપરાંત રાજ્યની સેવા કરી હતી. તા.૧૩-૭-૧૯૩૩ના રોજ જામનગરના વેપારી મંડળે ''જામનગર ચેમ્બર ઓફ કોમર્સ''નું ઉદઘાટન તેમણે કર્યુ ત્યારે જામનગરના વેપારીઓએ તેમને એક માનપત્ર આપ્યુ હતું. જેમાં તેમના પિતાના ઉદાર હૃદયે વખાણ કરી તેમની નીતિએ ચાલવા વિનંતી કરી હતી. જામ બન્યા પછી તેઓ મુંબઈ ગયા ત્યાં તેમને તા.૧૫-૮-૧૯૩૩ના રોજ માનપત્ર અપાયુ. પછી તા.૪-૧-૧૯૩૪ના રોજ કલકત્તામાં પણ ગુર્જર પ્રજા તરફથી પણ સન્માનપત્ર મળ્યુ હતું. આ જામે નવેમ્બર ૧૯૩૩માં ઈરવીન હોસ્પિટલના નર્સીંગ હોમના પાયાનું ખાતમુહુર્ત કર્યુ હતું. પોરબંદરના મહારાણા શ્રી નટરવરસિંહજીના હાથે કોટેજીસ ખુલ્લા મૂકવામાં આવ્યા હતા. જ્યારે નવાનગર સ્ટેટ સંસ્કૃત પાઠશાળાનું તા.૨૧-૨-૧૯૩૪ના રોજ વાર્ષિકોત્સવ ઉજવાયો તેમાં પોતે હાજરી આપી ત્યારે સુંદર ભાષણ કર્યુ . ૧૫ ફેબ્રુઆરી ૧૯૪૮ના રોજ કાઠિયાવાડના સંયુકત રાજ્યોની રચના કરી તેના તે પ્રમુખ થયા ત્યારે તેમણે પોતાના ભાષણમાં કહયુ કે'' અમે રાજાઓ થાકી ગયા હતા અને અમને પંખો નાંખીને સુવાડી દેવામાં આવ્યા અથવા અમને શરણે આણવામાં આવ્યા એવુ નથી, અમે સ્વેચ્છાએ અમારા સાર્વભૌમત્વનો ત્યાગ કર્યો છે જેથી ભારતની એકતા વધારે પૂર્ણ રીતે સિધ્ધ થાય''.તેઓ નરેન્દ્ર મંડળના ચાન્સેલર અને સૌરાષ્ટ્ર રાજ્ય સ્થપાતા રાજપ્રમુખનો હોદો ભોગવ્યો હતો. તેઓના કાળ દરમ્યાન સિક્કા સિમેન્ટનું કારખાનુ, જામનગરમાં દિગ્વિજય વુલન મીલ વગેરે વગેરે સ્થપાયુ હતું. યુનોમાં ૧૯૪૮ અને ૧૯૪૯માં તેઓ ભારતના પ્રતિનિધી તરીકે ગયા હતા,તેમના રાણીના નામે ગુલાબકુંવરબા આયુર્વેદિક હોસ્પિટલ જામનગરમાં આવેલી છે.
જામ દિગ્વિજયસિંહજીને જૂનાગઢના છેલ્લા નવાબ મહાબતખાનજી ત્રીજા સાથે ખૂબ જ સારા સંબંધો હતા અને યુવરાજ દિલાવરખાનજી(અચુબાપુ) તેમને કાકાસાહેબના નામથી સંબોધન કરતા હતા. પરંતુ જ્યારે નવાબ સાહેબે પાકિસ્તાન સાથે જૂનાગઢ રાજ્યનું જોડાણ કર્યુ ત્યારે જામસાહેબે આરઝી હકૂમતને ટેકો આપ્યો હતો. આ પછી જામસાહેબ અને સરદાર પટેલ સોમનાથનું ભગ્ન મંદિર જોવા ગયા. ત્યારે સરદારે મંદિર બાંધવાનો સંકલ્પ કર્યો ત્યારે જામસાહેબે સૌપ્રથમ રૂા.૧ લાખનો ફાળો નોંધાવ્યો હતો. તેઓ ઈ.સ.૧૯૬૬માં અવસાન પામ્યા. તેમને ૧૫ તોપનું માન મળતુ હતું. તેઓને વાર્ષિક ૧૦ લાખનું સાલિયાણુ મળતુ હતું.



## ૮.રાજ માનસિંહજી ઝાલા - ધાંગધ્રા

ધાંગધ્રા રાજ્યના શાસક રાજ રણમલસિંહજી બાવાના (ઈ.સ.૧૮૪૩ થી ૧૮૬૯)મૃત્યુ બાદ માનસિંહજી બીજા ગાદીએ આવ્યા. જેઓ રઘુનાથસિંહજી તરીકે પણ ઓળખાતા હતા. તેમનો જન્મ ૧૮૩૭માં રોજ થયો હતો. તેઓ અંગ્રેજી કેળવણી લઈ શક્યા નહોતા. પરંતુ તેમણે ગુજરાતી, ઉર્દુ, ફારસી અને સંસ્કૃત થોડુ થોડુ શીખ્યુ હતું, પછી તેમણે અંગ્રેજી ઉપર પણ પ્રભુત્વ મેળવ્યુ હતું. તેમના પિતા રાજ રણમલસિંહજી અવસાન પામ્યા ત્યારે તા.૧૬-૧૦-૧૮૬૯ના રોજ તેઓ ગાદીએ બેઠા. ગાદીએ બેસીને તેમણે ખેડૂતોની સ્થિતિ સુધારવા ભાગબટાઈ નામની પ્રથા રદ કરી અને તેમની જગ્યાએ વિઘોટી પ્રથા અથવા ખાતાવહી પ્રથા શરૂ કરી. લોકોના આરોગ્યને લક્ષમાં રાખીને તેમણે ઈ.સ.૧૮૭૦માં દવાખાનુ શરૂ કર્યુ, જેનાથી રાજ્યની પ્રજાને ખૂબ જ લાભ થયો હતો. તેઓને ઈ.સ.૧૮૭૭માં સ્ટાર ઓફ ઈન્ડિયા અને સર ઈલ્કાબ મળ્યો હતો. તા.૨-૧૧-૧૮૭૮ના રોજ ધાંગધ્રામાં ઝાલાવાડ પ્રાંતના મદદનીશ પોલીટીકલ એજન્ટ કેપ્ટન સ્ટેશના હાથે હોસ્પિટલનો પાયો નંખાયો જે હોસ્પિટલનું નામ ‘‘પ્રિન્સ ઓફ વેલ્સ હોસ્પિટલ’’ ત્યારે રાખવામાં આવ્યુ હતું.

તા.૧૪-૧૧-૧૮૮૨ના રોજ રાજસીતાપુર ગામે બાઈરાજબા(વ્રજકુંવરબા) તેમના માતુશ્રીના નામે દવાખાનુ ખોલ્યુ. ઈ.સ.૧૮૮૭માં વિકટોરિયા જ્યુબીલી કન્યાશાળાનો પાયો નાંખવામાં આવ્યો. માનસિંહજીની જેલ વખાણાતી હતી. પોલીટીકલ એજન્ટ કર્નલ વુડે તેના વખાણ કરતા કહ્યુ હતું કે, આવી જેલ મેં આખા કાઠિયાવાડમાં જોઈ નથી. તા.૧૪-૩-૧૮૮૮ના રોજ જ્યુબીલી ગર્લ્સ હાઈસ્કૂલને ખુલ્લી મુકી હતી. ઈ.સ.૧૮૮૭-૮૮ના દુષ્કાળ વખતે પ્રજાને અનેક જાતની રાહતો આપી. રાહતકામો ખોલ્યા હતા. આ દુકાળ વખતે પહેલા તેમણે ગણતરી કરાવી કે, ક્યા ઠેકાણે કેટલા લોકો ભૂખમરો ભોગવી રહ્યા છે, તે મુજબ આયોજન કર્યુ હતું. એ પછી હળવદ, સોલડી, સુખપર,રાજ સીતાપુર, મેથાણ, ટીકર, ઉમરડા, સરલા અને ધાંગધ્રામાં રાહત કામો ચલાવી પ્રજાને અનાજ આપ્યુ હતું. માનસિંહજીએ ફલ્કુ નદી ઉપર રૂા.૭૫,૦૦૦ના ખર્ચે પથ્થરનો પુલ બનાવી તેનુ નામ જેમ્સ ફરગ્યુસન પુલ રાખ્યુ હતું.

ધાંગધ્રારાજયનીવસતિ ઈ.સ.૧૮૮૧માં ૯૯,૬૮૬. ઈ.સ.૧૮૯૧માં ૧૦૩,૭૫૪.ઈ.સ.૧૯૦૧માં ૭૦,૮૮૦. ઈ.સ.૧૯૧૧માં ૭૯,૧૪૨. ઈ.સ.૧૯૨૧માં ૮૮,૪૦૬. ઈ.સ.૧૯૩૧માં ૮૮,૯૬૧ની હતી અને ધાગધ્રા શહેરની વસતિ ઈ.સ.૧૮૮૧માં ૧૨,૩૦૪. ઈ.સ.૧૮૯૧માં ૧૫,૨૦૯.ઈ.સ.૧૯૦૧માં ૧૪,૭૭૦. ઈ.સ.૧૯૧૧માં ૧૪,૯૦૦. ઈ.સ.૧૯૨૧માં ૧૭,૫૨૬. ઈ.સ.૧૯૩૧માં ૧૭,૫૩૮ની હતી.ઈ.સ.૨૦૦૧માં ધાંગધ્રા શહેરની વસતિ ૭૦,૬૬૩ની હતી.

માનસિંહજીએ રાજ્યને ખૂબ પ્રતિષ્ઠા અપાવી શણગાર્યુ. લાયબ્રેરી, દવાખાનુ, નિશાળો, ધર્મશાળાઓ, સડકો, બંગલા અને પુલ બાંધી પ્રજાવત્સલતાનું ઉદાહરણ પુરૂ પાડ્યુ. શહેરમાં સુધરાઈની પણ સ્થાપના કરી. દીવાની અને ભાયાતી કોર્ટ તેમના રાજ્યમાં હતી, તેની અપીલો હજુર કોર્ટમાં પોતે જ સંભાળતા. મેરૂપુર, માનપુર, હરીપુર, મંગલપુર નામે ચાર ગામ તેઓએ વસાવ્યા હતા. તેમના રાજ્યમાં કુલ ૧૨૫ ગામ હતા. માનસિંહજી હિંદી, ગુજરાતી કાવ્યો રચતા હતા. તેઓ ઈ.સ.૧૯૦૦માં અવસાન પામતા અજીતસિંહજી બાવા ગાદીએ આવ્યા.



## ૯. રાજ અજીતસિંહજી ઝાલા - ધાંગધ્રા

ધાંગધ્રાનાં શાસક માનસિંહજીનું અવસાન થતા યુવરાજ જસવંતસિંહજીના પુત્ર અજીતસિંહજી સંવત ૧૯૫૭ કારતક વદ ૧૨ ના રોજ ગાદીએ આવ્યા. તેઓએ રાજકોટની રાજકુમાર કોલેજમાં શિક્ષાણ મેળવ્યુ હતું. રાજ અજીતસિંહજીએ માત્ર દશ વર્ષ રાજ ચલાવ્યુ પણ તેમણે કુનેહ, બુધ્ધિ અને આવડતથી રાજ્યનો ઘણા ક્ષેત્રે વિકાસ કરી આધુનિકતાના ઉંબરે પહોંચાડ્યુ અને ધાંગધ્રામાં સારા મકાનો બાંધી સારી રીતે શણગાર્યુ હતું. એઓએ નીચે મુજબના કાર્યો અને સુધારાઓ કર્યા હતા.

(૧) તેમણે નવ નવા ગામો વસાવ્યા કે જ્યારે વસતિ છપ્પનિયા દુષ્કાળમાં નાશ પામી હતી. તે તેમના શાસનકાળ દરમ્યાન સ્થિરતા પૂર્વક વધવા લાગી, તે વિનાશક દુષ્કાળમાં કેટલાક ગામડાઓ મહંદ અંશે સંપૂર્ણપણે વસતિ વિહીન થયેલા હતા, તેથી ખેડૂતો, ઉભડિયાઓ તેમજ પાડોશી રાજ્યોના અન્યોને તેમણે આ નવા ગામોમાં વસવાટ કરવા માટે આકર્ષિત કર્યા હતા. તેથી તેમના શાસન કાળ દરમ્યાન લગભગ ૧૫ ટકા જેટલા કે ૧૦૦૦ હજારથી વધારેનો વસતિ વધારો નોંધાયો હતો. (૨) એક ફૌજીની માનસિકતા ધરાવનારા સાચા રાજપૂત તરીકે તેમણે પોતાના રાજ્યના સ્ટેટ ફોર્સને એક નાનકડા સૈન્યની માફક જાતે સખત તાલીમ આપી હતી અને તેનુ આ સૈન્ય ખૂબ જ શિસ્તબધ્ધ અને નમૂનેદાર સૈન્ય બની ગયુ હતું. ગુનેગારો અને ખોટુ કરનારાઓ અજીતસિંહજીના ભયથી ડરતા હતા. ઈ.સ.૧૯૦૮માં તેમણે અંગ્રેજ સરકારને વાયવ્ય સીમા પ્રાંતના બળવાને સમાવવા પોતે પોતાની સેના સાથે જવાની ઓફર કરી હતી. વળી તેઓ પોતાના સૈન્યમાં ઝાલા અને મકવાણાઓને જ શક્ય હોય ત્યાં સુધી ભરતી કરતા હતા. (૩) તેઓએ ખેતીના સુધારા માટે ખાસ પ્રયત્નો કરાવ્યા અને ૧૦૦૦ સાંતીની જમીન નવી ખેડવાણ કરાવી, કપાસના વાવેતર વધારી જે કપાસ ભરૂચના કપાસ જેવો ઉચ્ચ ગુણવતાવાળો થતો હોવાથી મુંબઈની બજારમાં ધાંગધ્રાના કપાસના ભાવ ભરૂચના કપાસની સાથે સાથ મળતા હતા. (૪) ખેડૂતોને શાહુકારોની ચુંગાલમાંથી બચાવવા માટે કૃષિ બેંક સ્થાપી ખેડૂતોને રાહત આપવાનો પ્રયાસ કર્યો હતો. (૫) હળવદમાં મ્યુનિસિપાલીટી સ્થાપી તેમના પિતા જસવંતસિંહજીબાવાની યાદગીરીમાં પુસ્તકાલયો સ્થાપ્યા. (૬) તેઓએ ધાંગધ્રાના રસ્તાઓ બંધાવી તેના કાંઠે વૃક્ષો રોપાવ્યા આ સિવાય અજીત નિવાસ પેલેસ અને ઓડીટોરિયમ, મિલીટ્રી લાઈન્સ, નવુ ગેસ્ટ હાઉસ અને નવી સુંદર બજાર તેઓએ ઉભી કરાવી હતી. (૭) તેઓએ તેમના પાટવી કુમારના નામ ઉપરથી ઘનશ્યામ કોટન પ્રેસ સ્થાપ્યુ હતું. (૮) ધાંગધ્રામાં ઈ.સ.૧૯૦૩માં અને ઈ.સ.૧૯૦૫માં પ્લેગે દેખા દેતા તેઓએ ડો.ડી.એચ. બારિયાના નેતૃત્વ હેઠળ અસરકારક પગલા લીધા હતા. (૯) છપ્પનિયા દુષ્કાળ વખતે શરૂ કરેલુ ગરીબ ઘરને અનાથ, અંધ અને અપંગો માટેના નિવાસસ્થાન માટે કાયમી માટે પરિવર્તિત કરી નાંખવામાં આવ્યુ હતું. (૧૦) વાંકાનેર અને ધાંગધ્રા રાજ્ય વચ્ચે ૩૦૦ વર્ષથી ચાલતો અણબનો તેમના કાળમાં ભાંગવામાં આવ્યો. (૧૧) તેઓએ રાજ સીતાપુર, મેથાણ અને ઉમરાળામાં અદાલતો સ્થાપી હતી. (૧૨) તેઓને તા.૧-૧-૧૯૦૯ના રોજ કે.સી.એસ.આઈ.નો ખિતાબ જાહેર થતા તેમણે તે ખુશાલીમાં શિક્ષાણ મફત કર્યુ અને ટીકર અને કોંઢમાં કન્યા શાળાઓ શરૂ કરાવી હતી. તેમણે બદ્રીનાથ અને કેદારેશ્વરની યાત્રા કરી હતી. તેઓ સંવત ૧૯૬૭ મહાસુદી-૧૦ના રોજ અવસાન પામ્યા.

# ૧૦. રાજ ધનશ્યામસિંહજી ઝાલા - ધાંગધ્રા

ધાંગધ્રા રાજ્યના શાસક અજીતસિંહનું અવસાન થતા એઓ ગાદીએ આવ્યા. તા.૩૧-૫-૧૮૮૯ના રોજ જામનગરના કુંવરી સુંદરબાની કુખે તેઓ જનમ્યા હતા. (પ્રિ. સી.મેઈન ''હિસ્ટ્રી ઓફ ધાંગધ્રા''માં પૃ.૧૫૧ ઉપર તેઓની જન્મ તા.૨૯-૫-૧૮૮૮ આપે છે) તેમણે ધાંગધ્રામાં અને રાજકુમાર કોલેજ રાજકોટ અને ઈંગ્લેન્ડમાં શિક્ષણ મેળવ્યુ હતું. ઈંગ્લેન્ડમાં તેમણે સ્કોટલેન્ડ ઉર્ફે પોલીસ વિભાગમાં જાસૂસી કાર્ય તથા અપરાધ શાસ્ત્રનો પણ અભ્યાસ કર્યો. આ અભ્યાસને હિસાબે તેમણે પિતાના કાળ દરમ્યાન પોલીસ કમિશ્નર તરીકે પણ કામગીરી બજાવી હતી અને મહેસૂલી અને હજુર ઓફિસમાં પણ કામ યુવરાજ પદે કર્યુ હતું. તેઓને ઈ.સ.૧૯૧૭માં કે.સી.એસ.આઈ.નો ઈલ્કાબ મળ્યો અને ઈ.સ.૧૯૧૮માં મહારાજાનો દરજ્જો મળ્યો અને ઈ.સ.૧૯૨૨માં જી.સી.આઈ.ઈ.નો ઈલ્કાબ મળ્યો હતો. તેઓને પાંચ રાણીઓ હતા. (૧) નવાનગર,શ્રી પ્રાણકુંવરબા વા પામબા. (૨) ભાદરવાવાળા વિજયાકુંવરબા. (૩) કોટડાવાળા આનંદકુંવરબા. (૪) આમેટવાળા રામકુંવરબા. (૫) જામનગરવાળા નવલકુંવરબા.તેઓએ રાજ્યમાં નીચે મુજબના પગલાઓ લીધા અને સુધારાઓ કર્યા.

(૧) રાજ્યને સક્ષમ બનાવવા લાયકાતના ધોરણે ભરતીનું ધોરણ અપનાવ્યુ અને બઢતી નિવૃત્તિ, સેવાના નિયમો ઘડવામાં આવ્યા. (૨) ઈ.સ.૧૯૧૧થી કર્મચારીઓને પેન્શન આપવાની શરૂઆત કરી. (૩) ભાયાતોનો પ્રેમ મેળવવાનો પ્રયત્ન કરી તેને વફાદાર બનવા જણાવ્યુ અને તેઓને ઉચ્ચ હોદે નીમ્યા. દા.ત. દીવાન માનસિંહજી. (૪) ધાંગધ્રા રાજ્યમાં તોપદળ, અશ્વસેના અને મકવાણા પાયદળ હતું પણ વોકર કરાર પછી શાંતિનો યુગ આવતા સૈન્ય હવે નકામા જેવુ લાગતા તેના ઉપર કાપ મૂકવામાં આવ્યો અને મકવાણા પાયદળની ટુકડી વિખેરી નાંખી તે સૈનિકોને પોલીસમાં સમાવી લીધા. એમ કરીને સૈન્ય પાછળ થતો ખોટો ખર્ચ બચાવ્યો. (૫) તેઓએ પોતાના નામ ઉપરથી ઘનશ્યામગઢ અને તેમના મોટાદીકરી સજ્જનબાના નામ ઉપરથી સજ્જનગઢ નામના બે નવા ગામો વસાવ્યા. (૬) ખેડૂતોની સ્થિતિ સુધારવા તેઓએ અનેક પગલાઓ લીધા અને સિંચાઈની સગવડો વધારી નવા કૂવા માટે મદદ કરી, દુષ્કાળમાં પણ રાહત આપી ખેડૂતોની સગવડતાઓ સાંચવવામાં આવતી હતી. ખેડૂતોને કૃષિ બેંકમાંથી પણ લોન અપાતી અને રાજ્ય પણ ખેડૂતોને વગર વ્યાજની લોન આપતુ હતું. (૭) તેઓના કાળ સુધી પ્રાથમિક શિક્ષણ મફત હતું પણ ત્યાર પછી તેમણે માધ્યમિક શિક્ષણ પણ મફત કર્યુ. (૮) જેમના પિતા અજીતસિંહજીએ ધાંગધ્રામાં ઓડીટોરિયમ બાંધ્યુ હતું તેને તેમણે અજીતસિંહજી હાઈસ્કૂલમાં પરિવર્તિત કર્યુ અને એક છાત્રાલય પણ બંધાવ્યુ. (૯) હળવદ, સીતાપુર, ચરાડવા, ટીકરમાં અંગ્રેજી શાળાઓ ખોલી હતી. (૧૦) ધાંગધ્રામાં પ્રિન્સ ઓફ વેલ્સ હોસ્પિટલ સ્થાપી અને પ્રાણકુંવરબા ઝનાના હોસ્પિટલ અને મેકોનોકી ડિસ્પેન્સરી, પેલેસ ડિસ્પેન્સરી ખોલ્યા. આ સિવાય રાજસીતાપુર, ટીકર, મેથાણ, ઉમરાળામાં પણ દવાખાના ખોલ્યા. (૧૧) વેટરનરી સર્જન અકબરખાનને નીમી પશુ દવાખાનુ શરૂ કર્યુ. (૧૨) સુંદરબા અનાથ આશ્રમ સ્થાપ્યો, નિરાશ્રિત વિધવાઓને અનાજ સહાય આપતા હતા. (૧૩) ધાંગધ્રામાં પાવર હાઉસ ઉભુ કરી પ્રજાને વીજળીનો લાભ આપ્યો. (૧૪) માનસાગર અને રણમલસાગર તળાવોને પર્યટન કેન્દ્ર તરીકે વિકસાવ્યા અને ઈ.સ.૧૯૧૫માં ધાંગધ્રા-હળવદ રેલવે નંખાઈ અને વાહનવ્યવહારની સગવડતા વધારી સાથે સાથે તાર-ટેલિફોનની સુવિધામાં પણ વધારો કર્યો હતો.(૧૫) એઓએ ફાંસીની સજા નાબુદ કરી હતી. તેઓ તા.૪ ફેબ્રુઆરી ૧૯૪૨ના રોજ અવસાન પામ્યા.



# ૧૧. રાજ મયુરધ્વજસિંહજી - ધાંગધ્રા

ધાંગધ્રા રાજ્યના છેલ્લા રાજવી મયુરધ્વજસિંહજી થયા. તેઓ ઉર્ફે મેઘરાજજી(ત્રીજા) તરીકે ઓળખાતા હતા. ધાંગધ્રાના ઝાલા રાજવીઓને ઈતિહાસમાં શ્રી રાજ અથવા રાજસાહેબને નામે ઓળખવામાં આવે છે. તેઓનો જન્મ તા.૩-૩-૧૯૨૩ના રોજ કોટડાસાંગાણીવાળા મહારાણી આનંદકુંવરબા સાહેબની કુખે થયો હતો. તેઓએ શરૂઆતનું શિક્ષણ ધાંગધ્રામાં અને પછીનું શિક્ષણ ઈંગ્લેન્ડમાં મેળવ્યુ હતું.જ્યારે તેઓના પિતા ઘનશ્યામસિંહજી અવસાન પામ્યા ત્યારે તેઓની ઉંમર માત્ર ૧૯ વર્ષની હતી. આથી વહીવટમાં કાબેલ બનવા માટે તેઓ વડોદરા રાજ્યના દીવાન સર વી.ટી. કૃષ્ણામાચારી પાસે વહીવટ શીખવા રહયા હતા, ભર યુવાવયે તેઆએ ધાંગધ્રાની રાજગાદી સંપૂર્ણપણે સંભાળી હતી.

તેઓ પરદેશમાં કેળવણી લીધેલા હોવાથી અને યુવાન વયે ગાદીએ આવેલા અને વડોદરા જેવા રાજ્યમાં તૈયાર થયેલા હોવાથી તેમણે રાજ્યને સુધારવા અનેક પ્રયત્નો કર્યા. આ સિવાય અનેક યોજનાઓ મૂકી હતી. જે નીચે મુજબના મુદાઓથી જોઈ શકાય છે. (૧) પ્રાથમિક શિક્ષણ રાજ્ય ત્યારે મફત તો આપતુ જ હતું. તેને હવે ફરજિયાત ઈ.સ.૧૯૪૬થી કર્યુ. (૨) બાળલગ્ન ઉપર પ્રતિબંધ, વિધવા વિવાહની છુટ અને છુટાછેડાનો કાયદો અને સ્ત્રીઓને પણ મિલકતમાં અધિકારના કાયદાઓ પસાર કરાવ્યા હતા. (૩) ન્યાયતંત્રને કારોબારીથી સ્વતંત્ર બનાવીને વધુ નિષ્પક્ષ બનાવ્યુ. (૪) મયુરધ્વજસિંહજી આવનાર સમયને બરાબર પારખી શક્યા હતા. આથી તેઓએ આધુનિક કાળને અનુરૂપ સુધારાઓ આપ્યા હતા. આથી તેઓએ પોતાના સુસવાવ ગામમાં તાલીમ કોલેજ ઉભી કરી અને ગ્રામ્ય પ્રજાને તેમાં તાલીમ અપાતી હતી. (૫) રાજ્યની સ્થિતિ સુધરે માટે સ્વચ્છ ગ્રામ અભિયાન, શિશુકલ્યાણ અને દૂધ કેન્દ્રો બાબતે પણ અનેક ફેરફારો અને સુધારાઓ કરી પોતે આધુનિક સુધારાઓનો પરિચય કરાવ્યો હતો. (૬) શહેર પંચાયત અને ગ્રામ પંચાયતનો કાયદો પસાર કરાવી એમણે સ્વશાસન માટેની ભૂમિકા તૈયાર કરી આપી હતી. (૭) રાજપુર ગામને સહકારી ખેતી ક્ષેત્રેના પ્રયોગ કરવા માટે પસંદ કર્યુ અને ખેતી સુધારણાના પ્રયત્નો કરાવ્યા. (૮) તેઓના કાળમાં ઈ.સ.૧૯૪૬માં ધાંગધ્રામાં ‘‘કાઠિયાવાડ રાજકીય પરિષદ’’નું સાતમુ અધિવેશન ભરવાની તેઓએ મંજુરી આપી હતી. (૯) વિકાસની યોજનામાં ઝુંડ કંડલા રેલવે યોજના તૈયાર કરીને ધાંગધ્રા હળવદ દ્વારા શરૂ કરાવી હતી.આઝાદી આવી ત્યારે તેમણે એમના રાજયને ભારતસંઘ સાથે જોડયુ હતું અને બીજાઓને એમ કરવા અનુરોધ કર્યો હતો. તેમને સૌરાષ્ટ્ર રાજ્યના રાજપ્રમુખ બનાવવામાં આવ્યા હતા.ઈ.સ.૧૯૪૫થી ૪૯ નરેન્દ્રમંડળની સ્ટેન્ડીંગ કમિટીના સભ્ય ચૂંટાયા હતા.ધાંગધ્રા રાજ્યની સાર્વભૌમ સત્તા જાળવીને સ્વતંત્ર ભારતમાં સમાવિત કરવાનો કરાર તા.૯.૮.૧૯૪૭ના રોજ કર્યો અને તા.૨૪.૧.૧૯૪૮ના કાઠિયાવાડના બીજા રાજયો તથા ભારત સરકાર સાથે ખાત્રી સહિત થઈ શ્રી રાજે કાઠિયાવાડને સંયુકત રાજય બનાવવા અંગેના કરારપત્રમાં સહી કરી હતી.ભારતના નવા બંધારણનો સૌરાષ્ટ્ર રાજય તરફથી તેમણે ધાંગધ્રા ખાતે પોતાની સહીથી તા.૧૩.૧૧.૧૯૪૯ના રોજ એક જાહેર ઢંઢેરો બહાર પાડીને સ્વીકાર કર્યો હતો.તા.૬.૧૧.૧૯૪૮એ સૌરાષ્ટ્રની પ્રથમ ચૂંટાણીઓ તેમના અધ્યક્ષાપદે યોજવામાં આવી હતી. એઓ ધારાસભ્ય અને સંસદ સભ્ય તરીકે પણ ચૂંટાયા હતા.તેઓને રૂા.૩.૮૦ લાખ વાર્ષિક સાલિયાણાની રકમ મળતી હતી. આ રાજવી આજે આપણુ ગૌરવ છે.



## ૧૨. મહારાજા તખ્તસિંહજી ગોહિલ - ભાવનગર

ભાવનગરના ૨૩મા શાસક જસવંતસિંહજીના અવસાન બાદ તેઓ ભાવનગરની ગાદીએ બેઠા. તેમનો જન્મ તા.૬-૧-૧૮૫૮ના રોજ થયો હતો. જેણે કેળવણી ખાતાના વડા નારાયણભાઈ મયાશંકર પાસે ચાર વર્ષ સુધી પ્રારંભિક શિક્ષણ લીધુ હતું. તા.૧૧-૪-૧૮૭૦ના રોજ તેમના પિતાનુ અવસાન થતા તે તા.૨૩-૪-૧૮૭૦ના રોજ તેમને ગાદીએ બેસાડવામાં આવ્યા. આ અરસામાં જ નવી જ તૈયાર થયેલ રાજકોટની રાજકુમાર કોલેજમાં તખ્તસિંહજીને વિદ્યાભ્યાસ માટે દાખલ કરવામાં આવ્યા હતા પણ લગ્ન થઈ જવાથી પછી તેણે રાજકુમાર છોડી પરંતુ કેપ્ટન નટને રાજદરબારમાં રાખી આગળ અભ્યાસ શરૂ રાખ્યો હતો. તેણે ઈ.સ.૧૮૭૫માં ભારતભરનો પ્રવાસ કર્યો હતો. તા. ૫-૧૧-૧૮૭૮ના રોજ તખ્તસિંહજીને રાજ્યની સર્વ સત્તા સોંપાઈ હતી. તા.૧૪-૧-૧૮૭૯ના રોજ તખ્તસિંહજી હોસ્પિટલનો પાયો સ્વયં મહારાજાએ પોતે નાંખ્યો હતો. તા.૭-૪-૧૮૭૯ના રોજ એક મોટી ગોદી ભાવનગરમાં ઉઘાડવામાં આવી. વેપારના વિકાસ માટે તેમણે તા.૨૨-૫-૧૮૭૯ના રોજ ભાવનગર નામની આગબોટ સમુદ્રમાં તરતી મૂકી હતી. જે ભાવનગર અને સુરત વચ્ચે ચલાવવામાં આવતી હતી. થોડા સમય પહેલા આપણા લોકશાહીના કાળમાં એવી સેવા શરૂ કરી પણ પાછી બંધ કરી દેવામાં આવી છે. જે તખ્તસિંહે ત્યારે બોટસેવા ચલાવી હતી. દુષ્કાળ વખતે તખ્તસિંહજીએ ૧૫,૦૦૦નું દાન કર્યુ અને મા-બાપ વિનાના ૫૦ છોકરાઓને આશ્રય આપ્યો હતો. તા.૧૮-૧૨-૧૮૮૦ના રોજ ભાવનગર- ગોંડલ રેલવે શરૂ કરી. તા.૩૦-૧૨-૧૮૮૨ના રોજ ભાવનગરમાં લાયબ્રેરીનો પાયો નાંખ્યો. એ સિવાય સારી જાતના ઘોડાનો ઉછેર કરવા માટે અશ્વશાળા પણ શરૂ કરી હતી.

તખ્તસિંહજીના સમયમાં તા.૭-૧-૧૮૮૫ના રોજ શામળદાસ કોલેજ શરૂ કરવામાં આવી હતી. ઈ.સ.૧૮૮૫માં તખ્તસિંહજીએ રાજ્યના પેન્શરો માટે એક કાયદો ઘડ્યો હતો. અંગ્રેજ સરકારે તેમને કે.સી.એસ.આઈ. અને જી.સી.એસ.આઈ.નો ઈલ્કાબ આપ્યો હતો. તેઓના સમયમાં જ બોરતળાવ, નગરપાલિકા, વિકટોરિયા બાગ, ટેલીગ્રાફ ઓફિસ બાર્ટન લાયબ્રેરી, તખ્તસિંહજી હોસ્પિટલ વગેરે વગેરે સ્થપાયુ હતું.ભાવનગર રાજ્યનીવસતિ ઈ.સ.૧૮૮૧માં ૪૦૦,૩૨૩. ઈ.સ.૧૮૯૧માં ૪૬૭,૨૮૨.ઈ.સ.૧૯૦૧માં ૪૧૨,૬૬૪. ઈ.સ.૧૯૧૧માં ૪૪૧,૩૬૭. ઈ.સ.૧૯૨૧માં ૪૨૬,૪૦૪. ઈ.સ.૧૯૩૧માં ૫૦૦,૨૭૪ હતી અને ભાવનગર શહેરની વસતિ ઈ.સ.૧૮૮૧માં ૪૭,૭૯૨. ઈ.સ.૧૮૯૧માં ૫૭,૬૫૩.ઈ.સ.૧૯૦૧માં ૫૬,૪૪૨. ઈ.સ.૧૯૧૧માં ૬૦,૬૯૪. ઈ.સ.૧૯૨૧માં ૬૯,૩૯૨. ઈ.સ.૧૯૩૧માં ૭૫,૫૯૪. ઈ.સ.૧૯૪૧માં ૧૦૨,૮૫૧ઈ.સ.૧૯૫૧માં ૧૩૭,૯૫૧.ઈ.સ.૧૯૬૧માં ૧૭૬,૪૭૩ની હતી.ઈ.સ.૨૦૦૧માં ભાવનગર શહેરની વસતિ ૧૦,૨૮,૭૯૩ની હતી તેઓ સહિષ્ણુ રાજવી હતા દરેક ધર્મના સ્થાનકોને દાન આપતા હતા. સૌરાષ્ટ્ર આખામાં તેમણે દાન કર્યા હતા. પોતે ગાદીએ આવી ખેડૂતોની ભાગબટાઈ પ્રથા રદ કરી ખાતાબંદી દાખલ કરી હતી. આવા પ્રજાહિતેચ્છુ તખ્તસિંહજી હતા અને સામાન્યમાં સામાન્ય જન પણ તેમને સહેલાઈથી મળી શકતો હતો. તેઓના રાજ્યમાં શૈક્ષણિક સુવિધા ખૂબ જ સારી હતી. ૧૧ દવાખાના, ૧ કોલેજ, હાઈસ્કૂલ, બ્રાન્ચ સ્કૂલ અને ૧૩૯ અન્ય નિશાળો હતી. તેઓ ૨૯ જાન્યુઆરી ૧૮૯૬ના રોજ અવસાન પામ્યા.



## ૧૩. મહારાજા ભાવસિંહજી ગોહિલ બીજા - ભાવનગર

ભાવનગરના ૨૪ માં શાસક તખ્તસિંહજીનું ઈ.સ.૧૮૯૬માં અવસાન થતા તેમના પુત્ર ભાવસિંહજી બીજા ગાદીએ આવ્યા. તેઓએ રાજકોટની રાજકુમાર કોલેજમાંશિક્ષણમેળવ્યુ હતું. જેઓ આધુનિક પાશ્ચાત્ય શિક્ષણ પામેલા હોવાથી તેના પિતાના અધૂરા કાર્યોને આગળ વધારીને રાજ્ય આખાને પરિવર્તન કરી આધુનિક અને સુખ સગવડતા વાળુ રાજ્ય બનાવી દીધુ હતું. આથી તેને ઈતિહાસમાં ભાવનગર રાજ્યના આધુનિકરણના ઘડવૈયા તરીકે ડો.એસ.વી. જાની અને ડો. પી.જી. કોરાટે વર્ણવ્યા છે. તેઓએ નીચે મુજબના સુધારાઓ અને પગલાઓ ભરી ભાવનગર રાજ્યને સૌરાષ્ટ્રના રાજ્યોમાં એક આદર્શ અને પ્રથમ પંક્તિનું રાજ્ય બનાવ્યુ હતું. જેઓએ નીચે મુજબના કાર્યો અને સુધારાઓ કર્યા હતા.

(૧) સૌરાષ્ટ્રના દરેક રાજવીઓએ ખેડૂતોની સ્થિતિ સુધારવા માટે પગલા લીધા હતા અને દુષ્કાળ વખતે રાહત કાર્યો ખોલ્યા હતા. તેમજ તેઓએ દુકાળસંહિતા રચી, ગરીબખાના, કેટલકેમ્પ ખોલ્યા અને ૩૦ લાખની લોન લઈ રાહતકાર્યો ખોલ્યા. તેમાં ધોળાથી પોર્ટ આલ્બર્ટ વિક્ટર સુધીની રેલવે, નવા રસ્તાઓ અને નવા ૯૪ તળાવો બાંધ્યા. (૨) ભાવનગર રાજ્ય ત્રણ વખત પ્લેગનું ભોગ બન્યુ ત્યારે સારા એવા પગલા લઈ અંગ્રેજ સરકારની પ્રશંસા પ્રાપ્ત કરી હતી. (૩) કાઉન્સિલ પધ્ધતિના વહીવટની જગ્યાએ ફરીવાર દીવાન અને નાયબ દીવાનની પ્રથા ચાલુ કરી હતી. (૪) પ્રજાપ્રતિનિધિ સભાની રચના કરી પોતાની પ્રજાને લોકશાહીનો ખ્યાલ આપ્યો અને જાગૃત બનાવ્યા અને જે તાલીમ લોકોને પછી ખૂબ જ ઉપયોગી નીવડી. એ રીતે ભાવનગર રાજ્યે સૌપ્રથમ આવા લોકતંત્રાત્મક સુધારાનો સ્વાદ ચખાડચો. (૫) ખેડૂત સંકટ નિવારણ ફંડ ઉભુ કર્યુ. આ સિવાય ખેડૂતોની સ્થિતિ સુધારવા મોડેલ ફાર્મ, સહકારી મંડળીની રચના કરી હતી. (૬) સિંચાઈની સગવડતા વધારવા શિહોરનું રામધારીનુ તળાવ અને ભીમડાદનું મનહર તળાવ રૂા.૫,૦૦,૦૦૦ના ખર્ચે બાંધ્યા. (૭) તા.૧-૪-૧૯૦૨ના રોજ ‘‘ભાવનગર દરબાર સેવિંગ્ઝ બેંક શરૂ કરી, પછી આઝાદી બાદ તેનું નામ બેંક ઓફ સૌરાષ્ટ્ર કરવામાં આવ્યુ છે. (૮) તેઓના કાળમાં ૧૪૧ કિ.મી.ની નવી રેલવે લાઈનો નંખાઈ હતી. (૯) ઈ.સ.૧૯૧૯માં કદાચ સૌરાષ્ટ્રમાં સૌપ્રથમ દારૂબંધી તેમાણે ફરમાવી હતી. (૧૦) ઈ.સ.૧૯૧૮માં ગોપનાથ મેટરનીટી હોસ્પિટલનો પાયો નાંખ્યો અને નંદકુંવરબા અનાથાશ્રમ અને નંદકુંવરબા રાજપૂત કુમારિકા ઝનાના બોર્ડીગ અને નંદકુંવરબા રાજપૂત વિદ્યાલય સ્થાપ્યા. (૧૧) તેઓના મહારાણી નંદકુંવરબાએ સ્ત્રીઓની સ્થિતિ સુધારવા ઘણા બધા પ્રયત્નો કર્યા હતા.(૧૨) તેમાણે સ્ત્રી કેળવણીને ઉત્તેજન અને પડદાના રિવાજની નાબૂદી કરી હતી.

તેઓને અંગ્રેજ સરકારે ઈ.સ.૧૯૦૯માં ‘‘મહારાજા’’નું બિરુદ અને ઈ.સ.૧૯૧૨માં કે.સી.એસ.આઈ.નો ઈલ્કાબ અને ઈ.સ.૧૯૧૮માં તેર તોપનું માન મળતુ તે વધારીને ૧૫ તોપનું કરી આપવામાં આવ્યુ અને કર્નલનો માનદ હોદો તેમને આપવામાં આવ્યો હતો. જેઓના મહારાણી નંદકુંવરબાને પણ પછી સી.આઈ.અને કૈસર-એ હિંદનો ઈલ્કાબ મળ્યો હતો. આ ભાવસિંહજી બીજા તા.૧૭-૭-૧૯૧૯ના રોજ અવસાન પામ્યા.



## ૧૪. મહારાજા કૃષ્ણકુમારસિંહજી ગોહિલ - ભાવનગર

આ ભાવનગર મહારાજા કૃષ્ણકુમારસિંહજીનો જન્મ તા.૧૯-૫-૧૯૧૨ રવિવારના રોજ થયો હતો. તેમના પિતાનું અવસાન થવાથી માત્ર સાત વર્ષની કુમળી વયે તેઓ ગાદીએ આવ્યા હતા. તેમના માતાનું અવસાન તે અગાઉ થોડા મહિના પહેલા જ થયુ હતું. તેઓની સગીરાવસ્થા દરમ્યાન રાજ્યનો વહીવટ એક વહીવટી કમિટિ દ્વારા થતો હતો. તેઓએ ભાવનગરમાં શિક્ષણ અંગ્રેજ શિક્ષક મેજર લેઈનટેઈન અને ભારતીય શિક્ષક એ.પી. પટ્ટણી પાસે શરૂઆતમાં લીધુ હતું. પછી તેઓ રાજકોટની રાજકુમાર કોલેજમાં અને ઈંગ્લેન્ડમાં શિક્ષણ લેવા માટે દાખલ થયા હતા. ઈંગ્લેન્ડમાં તેઓ રેવરન્ડ મિ.બ્રાયરની હેરો સ્કૂલમાં દાખલ થયા હતા. ઈંગ્લેન્ડમાં ત્રણ વર્ષના શિક્ષણ પછી તા.૮-૬-૧૯૨૮ના રોજ તેઓ ભાવનગર પરત આવ્યા. હિઝ રોયલ હાઈનેસ પ્રિન્સ ઓફ વેલ્સ જ્યારે મુંબઈ મુલાકાતે આવ્યા ત્યારે તેમને તેમની મુલાકાત થઈ હતી. મુંબઈના ગવર્નર સર જ્યોર્જ લોઈડે ભાવનગરની મુલાકાત લીધી હતી. ઉપરાંત ભારતના વાઈસરોય લોર્ડ રીડીંગે રાજકોટમાં દરબાર ભર્યો ત્યારે પણ તેમણે તેમાં હાજરી આપી હતી. તા. ૧૮-૪-૧૯૩૧ના રોજ તેઓને પૂર્ણ સત્તા સોંપવામાં આવી હતી. તેઓના લગ્ન તા.૨૨-૪-૧૯૩૧ના રોજ ગોંડલના યુવરાજ ભોજરાજજીના ચોથા નંબરના કુંવરી વિજ્યાબા સાથે થયા હતા. મહારાજા ખૂબ જ સારા ઘોડેસવાર અને માત્ર નવ વર્ષની ઉંમરે શિકાર માટેનું ઈનામ મેળવનાર ખૂબ સારા નિશાનેબાજ હતા. તેમણે નીચે મુજબના કાર્યો અને સુધારાઓ કર્યા હતા.

(૧) ખેડૂતો માટે તેમણે એવુ કલ્યાણકારી કામ કર્યુ કે, ખેડૂતો માટે ઋણરાહત યોજના કરી તે દેવુ રાજ્યએ ભરી દીધુ, જોકે આ કામ વહીવટી સમિતિના શાસનમાં થયુ હતું. (૨) ઈ.સ.૧૯૪૩માં પંચાયત શાસન ધારો ઘડીને ચૂંટણીનું તત્ત્વ દાખલ કર્યુ. (૩) ખેતીવાડીના વિકાસ માટે ધોળામાં મોડેલ ફાર્મ શરૂ કર્યુ. (૪) ગૌરીશંકર તળાવ (બોરતળાવ)નું વિસ્તૃતીકરણ કર્યુ અને ફિલ્ટર હાઉસ પણ ઉભુ કર્યુ અને પ્રજાને ચોખ્ખા અને જરૂરિયાત મુજબ પાણીની પુરતી સુવિધા પુરી પાડી હતી. (૫) ઈ.સ.૧૯૩૬માં સૌરાષ્ટ્રની પ્રથમ ભૂગર્ભ ગટર યોજના શરૂ કરી અને પાવર હાઉસ શરૂ કરી વીજળીની સુવિધા શહેરને આપી હતી. (૬) તેઓએ શિક્ષણનો ફેલાવો થાય તે માટે ખૂબ જ પ્રયત્નો કર્યા. તેઓના કાળમાં ઈ.સ.૧૯૪૦માં ૫૨૦ શિક્ષણ સંસ્થાઓ ભાવનગર રાજ્યમાં હતી. (૬) આરોગ્ય ક્ષેત્રે પણ ખૂબ જ સગવડતાઓ વધારી, રાજ્ય શીતળાની રસી મફત આપતુ, ભાવનગર, મહુવામાં ખાસ મેટરનીટી હોસ્પિટલો શરૂ કરી અને રાજ્યના નવ મહાલમાં નવ દવાખાના શરૂ કરાવ્યા. (૭) બંદરનો વિકાસ કરવા પ્રયત્નો કર્યા અને ૪૦ લાખના ખર્ચે જેટી બાંધી અને ભાવનગર મહુવા વચ્ચે ટ્રામ-વે પણ શરૂ કરી. (૮) ભાવનગરમાં ગાંધીસ્મૃતિ સંસ્થા સ્થપાતા તેમાં રૂા.૫ લાખનું માતબર રકમનું દાન કર્યુ. (૯) તેઓના પિતાશ્રીએ શરૂ કરેલ પ્રજા પ્રતિનિધિ સભા ચાલુ રાખી અને જેને લોકશાહી જેવા હક્કો આપ્યા હતા.

સૌરાષ્ટ્રમાં તેઓએ સૌપ્રથમ પોતાનુ રાજ્ય ગાંધીજીને ચરણે ધર્યુ. તેઓએ સૌરાષ્ટ્ર રાજ્યના ઉપરાજ્ય પ્રમુખ અને મદ્રાસ રાજ્યના ગવર્નર તરીકે માત્ર રૂા.૧ના ટોકન પગારથી કામ કર્યુ હતું. તેઓને રૂા.૧૦ લાખનું વાર્ષિક સાલિયાણુ મળતુ હતું. તેઓ તા.૧-૪-૧૯૬૫ના રોજ અવસાન પામ્યા. પણ ભાવનગરની પ્રજામાં દેવની જેમ આજે પણ પૂજાતા રહ્યા છે.



# ૧૫.મહારાણા વિક્માતજી જેઠવા - પોરબંદર

પોરબંદરના ૧૭૭માં શાસક ખીમોજી (ઈ.સ.૧૮૧૩ થી ૧૮૮૧)ના અવસાન બાદ વિક્માતજીએ પોરબંદર રાજ્યના જેઠવા વંશના શાસક બન્યા. જેઓને ભોજરાજજી પણ કહેતા હતા. તેમનો જન્મ ઈ.સ.૧૮૨૩માં થયો હતો. તેના પિતા રાણા ખીમાજીના સમયે તેઓ આઠ વર્ષની જ ઉંમરના હોવાથી રાજ્યનો કારભાર રાજમાતાશ્રી રૂપાળીબાઈએ ચલાવ્યો હતો. જે રૂપાળીબા સાદુ જીવન જીવતા, ખોટા ખર્ચાના વિરોધી હતા, જેમણે રાજ્યની તિજોરી ખાલી હતી તે વખતે પોતે રાજ્ય કરકસરથી ચલાવવાનો માર્ગ પસંદ કરી રાજ્ય ચલાવ્યુ. રાજમાતા ધાર્મિક પ્રકૃતિના હતા જેમણે માધવપુરમાં માધવરાયજીનું મંદિર ઈ.સ.૧૮૪૦માં બંધાવ્યુ. વિક્માતજીના સમયમાં પોરબંદરમાં કેદારેશ્વર, કેદારકુંડ, રૂપાળીબા તળાવ(ભોજસર) બંધાયા. રાજમાતા ઈ.સ.૧૮૪૧માં મૃત્યુ પામ્યા પછી વિક્માતજીએ રાજધુરા પોતાના હાથમાં લીધી.

પોરબંદર રાજયનીવસતિ ઈ.સ.૧૮૮૧માં ૭૧,૦૭૨. ઈ.સ.૧૮૯૧માં ૮૫,૭૮૫.ઈ.સ.૧૯૦૧માં ૮૨,૬૪૦. ઈ.સ.૧૯૧૧માં ૯૧,૪૪૦. ઈ.સ.૧૯૨૧માં ૧,૦૧,૮૮૧. ઈ.સ.૧૯૩૧માં ૧,૧૫,૬૭૩ હતી અને પોરબંદર શહેરની વસતિ ઈ.સ.૧૮૮૧માં ૧૪,૫૬૯. ઈ.સ.૧૮૯૧માં ૧૮,૮૦૫.ઈ.સ.૧૯૦૧માં ૨૪,૬૨૦. ઈ.સ.૧૯૧૧માં ૨૪,૮૨૧. ઈ.સ.૧૯૨૧માં ૨૮,૬૯૯. ઈ.સ.૧૯૩૧માં ૩૩,૩૮૩. ઈ.સ.૧૯૪૧માં ૪૮,૪૯૩. ઈ.સ.૧૯૫૧માં ૫૮,૮૨૪. ઈ.સ.૧૯૬૧માં ૭૫,૦૮૧ની હતી.જ્યારે ઈ.સ. ૨૦૦૧માં શહેરની વસતિ ૩,૩૦,૪૩૩ની હતી.

વિક્માતજીના યોગ્ય વહીવટ અને સ્થિરતાને હિસાબે અંગ્રેજ સરકારે પોરબંદર રાજ્યને પ્રથમ વર્ગમાં ગણ્યુ. વિક્માતજીના સમયમાં દરિયાકાંઠામાં ચાંચિયાગીરી ઓછી થઈ હતી. ઓખા મંડળ ગાયકવાડને સોંપતા વાઘેરો બહારવટે ચડ્યા હતા. જેને પોરબંદરની ફોજે નશ્યત કર્યા હતા. વિક્માતજી જ્યારે યાત્રાએ ગયા ત્યારે રાજકારભાર કુમાર માધવસિંહજીને સોંપીને ગયા હતા ત્યારે માધવસિંહને બદલે હજુરી લક્ષ્મણ ખવાસે રાજ્ય ચલાવ્યુ અને રાજ્યને ખૂબ જ નુકશાન પહોંચાડ્યુ અને માધવસિંહના મૃત્યુના સમાચાર સાંભળી વિક્માતજીએ યાત્રાએથી પાછા આવ્યા અને તેમણે લક્ષ્મણ ખવાસના નાક-કાન કાપી નાંખ્યા તેથી ખવાસે આબરૂ જવાની બીકે આપઘાત કરી લીધો. આ ઘટનાની અંગ્રેજ સરકારને જાણ થતા તેમણે વિક્માતજી ઉપર પગલા લઈ પોરબંદર રાજ્યને પ્રથમ વર્ગમાંથી ત્રીજા વર્ગમાં મૂકી દીધુ અને વિક્માતજીના હાથમાંથી સત્તા લઈ એડમિનિસ્ટ્રેટર નીમી લીધો હતો. ઈ.સ.૧૮૮૮માં સર એફ.એસ. લેલીએ પોરબંદરનો કિલ્લો તોડી નાંખ્યો તે અંગે એક ગીત ગવાય છે. ''રાણાનો ગઢ લેલીડે લીધો, પાડીને પટડો કીધો... રાણાનો ગઢડો. આ સમયે વિક્માતજીએ અંગ્રેજ સરકાર પાસે પોતાને થયેલા અન્યાયની રજૂઆતો કરી હતી તેમ છતાં ઈ.સ.૧૮૮૬ થી ૧૯૦૦ સુધી પોરબંદરમાં વિક્માતજીના સમયમાં બ્રિટીશ એડમિનિસ્ટ્રેશન રહ્યુ. આ સમયે રેલવે અને સડકો બંધાઈ અને રાણાશાહી કોરી બંધ કરવામાં આવી.

વિક્માતજી રાજર્ષિ જીવન જીવનારા હતા, પોતે ધાર્મિક વ્યક્તિ હતા. દરરોજ સવારે વહેલા ઉઠી ઠંડા પાણીથી સ્નાન કરી પૂજામાં બેસતા હતા. પોતે શરૂઆતમાં વૈષ્ણવધર્મી હતા. પરંતુ પછી શૈવધર્મી બન્યા હતા. વિક્માતજી તા.૨૧-૪-૧૯૦૦ના રોજ મૃત્યુ પામ્યા તે પછી ભાવસિંહજી પોરબંદરની ગાદીએ બેઠા હતા.



# ૧૬. મહારાણા નટવરસિંહજી - પોરબંદર

પોરબંદરના ૧૭૯માં શાસક ભાવસિંહજીનું અવસાન થતા તેમના પુત્ર નટવરસિંહજી આઠ વર્ષની વયે ગાદીએ બેઠા. પણ સગીરાવસ્થાના હોવાને લીધે ઈ.સ.૧૯૦૮ થી ૧૯૨૦ સુધી પોરબંદર રાજ્યનો વહીવટ અંગ્રેજોએ સંભાળ્યો હતો. તેઓને પૂર્ણ સત્તા તા.૨૬-૧-૧૯૨૦ના રોજ સોંપવામાં આવી હતી. તેઓનો જન્મ તા.૩૦-૬--૧૯૦૧ના રોજ થયો હતો.

તેઓએ રાજકોટની રાજકુમાર કોલેજમાં શિક્ષણ મેળવ્યુ હતું. મહારાણા નટવરસિંહજી ભલા, ભોળા અને પ્રજાપ્રેમી શાસક હતા. તેઓને સ્કાઉટિંગનો શોખ હતો. ક્રિકેટના સારા એવા શોખીન અને નામાંકિત ખેલાડી હતા. તેઓ ઈ.સ.૧૯૩૨માં ભારતીય ક્રિકેટ ટીમના કેપ્ટન તરીકે વિદેશમાં રમવા ગયા હતા. નટવરસિંહજી હનુમાન જયંતિ અને વસંતપંચમીના દિવસે અનેક પ્રકારની હરિફાઈઓ કરતા તેમાં ૪૧.૬ કિ.મી.ની મેરેથોન દોડ થતી જેમાં પોરબંદર રાજ્યના કોળી, વાઘેર, મેરના યુવાનો ભાગ લેતા તેમાં ૫૬ વર્ષના એક વૃધ્ધ મેરે બે વર્ષ સુધી પ્રથમ નંબર મેળવ્યો હતો. તેઓના લગ્ન લીંબડીના રાજવી દોલતસિંહજીના પુત્રી રૂપાળીબા (એમ. બી. ઈ.) સાથે થયા હતા. તેઓના શાસનકાળ દરમ્યાન રાજ્યએ સારી એવી પ્રગતિ કરી હતી અને પ્રજાપ્રેમ અનહદનો પ્રાપ્ત કર્યો હતો. નટવરસિંહજીએ રાજ્યની પ્રજાને અનેક સુવિધાઓ પુરી પાડી અને અનેક સુધારાઓ કરાવ્યા હતા. શહેરમાં રસ્તાની બન્ને બાજુએ નાળિયેરી વવરાવીને શહેરને શણગાર્યુ અને રસ્તાઓ સુધાર્યા હતા.

તેઓના શાસનકાળ દરમ્યાન પોરબંદરમાં ઘણુ બધુ સ્થપાયુ. જેમાં ઈ.સ.૧૯૨૫માં એસોસિએટેડ સિમેન્ટ કંપની ફેક્ટરી, ઈ.સ.૧૯૩૨માં મહારાણા કાપડ મિલ, ઈ.સ.૧૯૩૫માં બાલમંદિર, ઈ.સ.૧૯૩૯માં યુવક સંઘ, ઈ.સ.૧૯૪૫માં જગદીશ ઓઈલ મિલ, ઈ.સ.૧૯૪૬માં દુલિપ સ્કૂલ ઓફ ક્રિકેટ. આ સિવાય જીનીંગ તથા પ્રેસીંગ કારખાના, દિવાસળી, કાચ અને મીઠા, વેજીટેબલ ઘી, સાબુ વગેરેના પણ કારખાના સ્થપાયા હતા.

પોરબંદર રાજ્યનો ન્યાય વખાણાતો હતો ત્યારે છ ફોજદારી કોર્ટ, ચાર દીવાની કોર્ટ અને હજુર કોર્ટ હતી. તેઓના શાસનકાળ દરમ્યાન ઈ.સ.૧૯૨૩માં કવિવર રવિન્દ્રનાથ ટાગોર સૌરાષ્ટ્રના પ્રવાસે આવ્યા ત્યારે પોરબંદર પણ આવ્યા હતા, ત્યારે નટવરસિંહજીએ તેમનું યથોચિત સન્માન કરી ''વિશ્વભારતી''ને મોટુ દાન આપ્યુ હતું. તેઓના કાળમાં જ ઈ.સ.૧૯૨૮માં કાઠિયાવાડ રાજકીય પરિષદનું ચોથુ અધિવેશન અમૃતલાલ ઠક્કરના પ્રમુખપણા નીચે પોરબંદરમાં મળ્યુ હતું.

તેઓને પ્રથમ વિશ્વયુદ્ધમાં અંગ્રેજોને મદદ કરવા બદલ ઈ.સ.૧૯૧૮માં ''મહારાજા''નો ઈલ્કાબ મળ્યો હતો અને તોપની સલામીની સંખ્યા વધારીને ૧૩ની કરી દેવામાં આવી હતી. તા.૩ જૂન, ૧૯૨૯ના રોજ અંગ્રેજોએ તેમને કે.સી.એસ.આઈ.નો પણ ઈલ્કાબ આપ્યો હતો. તેઓનું ૫ ઓકટોબર ૧૯૭૯ના રોજ અવસાન થયું. તેઓને વાર્ષિક ૩.૮૦ લાખનું સાલિયાણુ મળતુ હતું.



# ૧૭.ઠાકોરસા. સંગ્રામજી જાડેજા - ગોંડલ

ગોંડલ એ જાડેજાઓનું પ્રથમ વર્ગનું રાજ્ય હતું અને તેનો વિસ્તાર ૧૦૨૪ સ્કેવેર માઈલનો હતો અને રાજ્યમાં ૧૭૫ ગામો આવેલા હતા. ગોંડલ રાજ્યની સ્થાપના કુંભોજી પહેલાએ કરી હતી. તેઓ બ્રિટીશ સરકારને વાર્ષિક રૂા.૪૯,૦૯૬ ખંડણીના તથા ગાયકવાડને રૂા.૬૧,૦૧૭ તથા જૂનાગઢને જોરતલબીના રૂા.૬૦૮ ભરતા હતા. ગોંડલના બારમા શાસક ભાણાભાઈ (ઈ.સ.૧૮૪૧ થી ૧૮૫૧) થયા. તેમના મૃત્યુ પછી સંગ્રામજી ગોંડલની ગાદીએ આવ્યા હતા. તેઓ શાંત, આરામપ્રિય તથા ધાર્મિકવૃતિના હતા અને પ્રભુ ભજનમાં તલ્લીન રહેતા હતા. તેમના રાણીનું નામ રામબા હતું તે રામબા વડારણ જશોદાના પ્રભાવમાં હતા. આથી રાજ્યમાં ખટપટો થતી હતી. જશોદાએ મંથરા જેવો ગોંડલ રાજ્યમાં ભાગ ભજવ્યો તેથી તે જશોદા ફૂઈ તરીકે ગોંડલ રાજ્યમાં ઓળખાવા માંડી હતી. સંગ્રામજી ભોળા હોવાથી રાજ્યમાં અનેક કાવાદાવા ચાલતા હતા.

સંગ્રામજીનો જન્મ ભાણાભાઈની ઘેર રાજબા મોટીબાની કુખે તા.૨૪-૨-૧૮૨૩ના રોજ થયો હતો. તેઓને એક મૂળુભા નામના ભાઈ પણ હતા. તેઓ તા.૧૬-૧૨-૧૮૫૦ના રોજ ગાદીએ બેઠા અને તરત જ રાજ્યને કરજમાંથી બહાર કાઢવાનો પ્રયત્ન કર્યો અને જૂનુ કરજ ભરી વાર્ષિક આવક વધારીને રૂા.૮૦,૦૦૦ કરી દીધી. તેઓએ ઉપલેટા મહાલનો કોટ, ભાયાવદરને ફરતો શહેરનો ગઢ અને ધોરાજી મહાલના કોલકી અને મારડ ગામને મજબૂત દિવાલો બાંધી સુરક્ષિત બનાવ્યુ હતું. ગોંડલમાં અંગ્રેજી સ્કૂલ રીડીંગ રૂમ, દવાખાનુ, મુસાફરી બંગલો અને ધર્મશાળા બંધાવી હતી. વળી આખા રાજ્યમાં ગરીબોના બાળકોને મફત શિક્ષણ આપવા ઘણી નિશાળો ખોલી હતી. તેઓ મિલનસાર સ્વભાવના હોવાથી પ્રજામાં ખૂબ જ માનીતા બની ગયા હતા. તેઓએ એવુ સારૂ રાજ્ય ચલાવ્યુ કે, બીજા શહેરના લોકો ગોંડલમાં આવી વસવા લાગ્યા અને પછી વેપાર મહેસૂલ અને આબાદી ખૂબ જ વધી હતી. તેઓના સમયમાં ઈ.સ.૧૮૬૭માં ગુણાતિત સ્વામીએ ગોંડલમાં સ્વામિનારાયણનું ખાતમુહુર્ત કર્યુ હતું. સંગ્રામજીને રામબા, સદાબા, મોંઘીબા એમ ત્રણ રાણીઓ હતા. તેમાં મોંઘીબાએ તા.૨૪-૧૦-૧૮૬૫ના રોજ ધોરાજીના દરબારગઢમાં ભગવતને જન્મ આપ્યો હતો. સંગ્રામજીને ત્રણ પુત્ર હતા. (૧) પૃથીરાજ (પથુભા) (૨) બાલસિંહ (૩) ભગવતસિંહજી. આમા પથુભાનું ૨૧ વર્ષની વયે અવસાન થતા સંગ્રામજી દિગ્મુઢ થઈ ગયા હતા. કોઈની સાથે બોલતા નહીં કે કચેરીમાં વાતચીત પણ ન કરતા અને રાજ્ય દુર્લભ બુચ ચલાવતો હતો. આવા સમયે રંગપરના મસ્ત કવિ બાણીદાસ આવ્યા અને તેણે એક શીઘ્ર કાવ્ય બનાવી તેમને સંભળાવતા સંગ્રામજી થોડા સ્વસ્થ થયા હતા. ગુણાતિતાનંદ સ્વામીએ પણ ગોંડલ આવી સંગ્રામજીને ઉપદેશ આપી શોકમાંથી બહાર કાઢ્યા હતા. પછી જ્યારે ભગવતનો જન્મ થયો ત્યારે સંગ્રામજીએ ગુણાતિતાજીને ગોંડલ તેડાવ્યા અને કુંવરનું નામ પાડવા વિનંતી કરી હતી.

સંગ્રામજી ફેબ્રુઆરી ૧૮૭૦માં મુંબઈ ખાતે (રૂલીંગ પ્રિન્સીસ ઈ.સ.૧૮૬૯ કહે છે પૃ.૫૩)મૃત્યુ પામ્યા. દુલેરાય દફતરી સ્વતંત્ર વિચારનો હતો અને તેથી ઠાકોરનો હુકમ પણ માનતો નહીં, તેથી તેને બદલાવવા ઠાકોરે એજન્સીમાં ફરિયાદ કરી પણ તે પાયા વિનાની લાગી. આથી ઠાકોરને મુંબઈ જવુ પડ્યુ ત્યાં આઠ માસ રહ્યા અને ત્યાં મૃત્યુ પામ્યા હતા.

## ૧૭. મહારાજા ભગવતસિંહજી જાડેજા- ગોંડલ

ભગવતસિંહજીનો જન્મ તા.૨૪-૧૦-૧૮૬૫ના રોજ ધોરાજી ખાતે થયો હતો. પિતાના અવસાન સમયે પોતે સગીર હોવાથી ઈ.સ.૧૮૮૪ સુધી મેનેજમેન્ટ રહ્યુ હતું. તે પછી તા.૨૪-૮-૧૮૮૪ના રોજ તેમણે પૂર્ણ સત્તા સંભાળી હતી. જેઓએ રાજકોટની રાજકુમાર કોલેજમાં કેળવણી લીધી હતી. પછી તો ઘણી પદવીઓ પરદેશમાંથી પણ મેળવી હતી. તા.૧૬-૪-૧૮૮૩થી તા.૯-૧૧-૧૮૮૩ સુધી યુરોપનો તેમણે પ્રવાસ કર્યો હતો અને તે પ્રવાસ વર્ણનની પોતે ડાયરી લખી હતી. ઈ.સ.૧૮૮૭માં જ્યારે મહારાણી વિક્ટોરિયાના શાસનનો સુવર્ણ મહોત્સવ ઉજવાયો ત્યારે તેઓ સૌરાષ્ટ્રના રાજાઓના પ્રતિનિધિ તરીકે ઈંગ્લેન્ડ ગયા હતા અને ત્યાં તેમને મહારાણીના હસ્તે કે.સી.આઈ.ઈ.નો ઈલ્કાબ અપાયો હતો. તેઓએ ઈ.સ.૧૮૯૬માં રશિયાના ઝારનિકોલસ બીજાના રાજ્યાભિષેકમાં પણ ભાગ લીધો હતો. તેમને ઈ.સ.૧૮૮૭માં જી.સી.આઈ.ઈ.નો ઈલ્કાબ મળ્યો હતો.ગાંધીજીને ગોંડલમાં મહાત્માનું બિરૂદ અપાયુ હતું.

તેઓ તા.૩-૬-૧૮૮૧ના રોજ ધરમપુરના કુંવરી નંદકુંવરબા અને વાંકાનેરના કુંવરી માજીરાજબા સાથે એક જ દિવસે પરણ્યા હતા. પછી તા.૪-૬-૧૮૮૧ના રોજ ચુડાના કુંવરી નાનીબા અને મીણાપુરના કુંવરી(સગા મામાની પુત્રી) બાઈસાહેબબા સાથે પરણ્યા હતા. આમ તેણે બે દિવસમાં ચાર રાણીઓ સાથે લગ્ન કર્યા હતા. તેઓએ એવી દિર્ઘદ્રષ્ટિથી રાજ ચલાવ્યુ કે, ગોંડલ રાજ્યનો ખૂબ જ ઝડપથી વિકાસ થયો અને પોતે પ્રજાપ્રિય થઈ પડ્યા. તેમના સમયમાં ગોંડલમાં ગિરાસિયા કોલેજ, કૈલાસબાગ, બાલાશ્રમ, નિરાશ્રિત ગૃહ, વેરી તળાવ, હોસ્પિટલ, ટપાલ-તાર ઓફિસ, રાજકોટ સ્ટેટનો ઉતારો, ગોંડલના નવા મહેલ, ગોંડલમાં શાકમાર્કેટ, ભાદર નદી ઉપર સુપેડી પાસે પુલ વગેરે વગેરે બંધાયુ હતું. તેમણે રાજ્યમાં દરેક ગામે દરવાજો અને સ્કૂલ બનાવી હતી. ઘણા ગામોમાં ટેલીફોનની સગવડતા પણ ઉભી કરી હતી. રાજ્યમાં તેણે વિઘોટીની રીત દાખલ કરી ખેતીનો વિકાસ કર્યો. માલની જકાત પણ કાઢી નાંખી. ધોળાથી ધોરાજી સુધીની રેલવે લાઈન તેમના સમયમાં ખુલ્લી મુકાઈ તે આખી લાઈનમાં સાડા ચૌદ માઈલ જેટલો જ ભાગ બાદ કરતા બાકી બધી ગોંડલના ખર્ચે બંધાઈ હતી. જેની પાછળ ૨૯/૩૦ લાખ જેટલો ખર્ચ થયો હતો. જેને ઈ.સ.૧૮૮૧માં ખુલ્લી મુકવામાં આવી. તેઓએ ઈ.સ.૧૯૧૯માં ફરજિયાત ફ્રી કન્યા કેળવણી દાખલ કરી હતી.

ભગવતસિંહજી ખૂબ જ પરિશ્રમી, સાદાઈભર્યા, કરકસરવાળા રાજવી હતા, રાજ્યના એકે એક પૈસાની તેમને મન કિંમત હતી. ક્યાંય ઉડાવ ખર્ચ કે તેના ધ્યાન બહાર ખર્ચ કરવામાં આવતો ન હતો. તેમને સૌથી વધુ કિર્તી અપાવનાર તેમણે તૈયાર કરાવેલ ''ભગવદ ગોમંડલ'' નામનો મહાન શબ્દકોષ છે. પુનાની ફરગ્યુસન કોલેજમાં રૂા.૨૨,૫૦૦નું દાન આપી પોતાના રાજ્યના વિદ્યાર્થીઓ માટે દશ સીટ અનામત રખાવી હતી, જેનો લાભ હજુ સ્વતંત્રતા પછી પણ જૂના ગોંડલ રાજ્યના વિદ્યાર્થીઓ લઈ શકે છે.ધોરાજી,ઉપલેટા અને ગોંડલની અધતન બાંધણી,વિશાળ રસ્તા અને શાળાના સુંદર મકાનો તેઓની બેનમૂન ભેટ છે. તેઓ દરેક અઠવાડિયે ઓફિસરોની મુલાકાત લઈ કામકાજની તપાસ કરતા હતા. તેઓએ સુવર્ણ મહોત્સવ વખતે અને રજત જયંતિ વખતે ૫૦ વેરાઓ રદ કર્યા હતા. અંગ્રેજ અધિકારીઓ પણ તેમના રાજ્યને વખાણતા હતા. દા.ત. લોર્ડ વિલિંગ્ડને કહેલુ કે ''અમને ગોંડલ રાજ્યની વસતિ તરીકે રહેવાનું મન થાય છે.'' તેઓનું તા.૯-૩-૧૯૪૪ના રોજ અવસાન થયું.



# ૧૯.મહારાજા ભોજરાજસિંહજી જાડેજા - ગોંડલ

મહારાજા ભગવતસિંહજી તા.૯-૩-૧૯૪૪ના રોજ અવસાન પામતા તેમના પુત્ર ભોજરાજસિંહજી ગોંડલની ગાદીએ બેઠા. તેઓનો જન્મ તા.૮-૧-૧૮૮૩ના રોજ થયો હતો. તેઓએ ઈંગ્લેન્ડમાં એટન અને ઓક્સફર્ડ યુનિવર્સિટીમાં શિક્ષણ મેળવ્યુ હતું. જો કે તેમના વિચારો ભગવતસિંહજી સાથે બહુ મળતા નહોતા. તેમ છતાં ત્યારે રાજ્યની વહીવટી થોડી ઘણી તાલીમ મેળવી હતી. તે પોતે ૬૧ વર્ષની ઉંમરે ગાદીએ બેસતા કામમાં આવી હતી.

ભોજરાજસિંહજીને બગસરાના વાળા રાજવીઓ સાથે અને દિવાન વીરાવાળા સાથે સારા એવા સંબંધો રહ્યા હતા, જયારે બગસરામાં તાલુકદારશ્રી ભાયાવાળાએ તેમના નાના ભાઈ કુ.શ્રી વાલેરાવાળાના મોટા પુત્ર મહેરામ વાળાને દત્તક લીધા ત્યારે દત્તક વિધાન પ્રસંગે તેઓ મુખ્ય મહેમાન પદે રાણીસાહેબ સહિત પધાર્યા હતા. તેઓના રાણી સાહેબ ઓજલમાં રહેતા ન હતા. આ સિવાય જસદણ રાજ્યના પ્રસંગોમાં પણ ભોજરાજસિંહજી જતા હતા. આ પુસ્તકના એક લેખક (પ્રદ્યુમ્ન ખાચર)ના માસા કુ.શ્રી વાલેરાવાળાના લગ્નમાં ભોજરાજસિંહજી તોરી રામપુર જાનમાં પણ પધાર્યા હતા. આ રીતે ભોજરાજસિંહજીને કાઠી રજવાડાઓ સાથે સારો એવો સંબંધ રહ્યો હતો.ભોજરાજસિંહજીના લગ્ન વણાના બનેસિંહજી ઝાલાના કુંવરી રાજકુંવરબા સાથે થયા હતા. તેઓને બે પુત્રો હતા, (૧) વિક્રમસિંહજી (૨) શિવરાજસિંહજી અને પાંચ પુત્રીઓ હતા. જેમાં યુવરાજ વિક્રમસિંહજીના ૩૦માં જન્મ દિવસે તા.૧૩-૧૦-૧૯૪૪ના રોજ તેમણે કેટલીક નવાજેશો જેમ અન્ય રાજવીઓ જાહેર કરતા હતા તેમ કરી હતી. તેઓને પણ તેમના પિતા ભગવતસિંહજીની જેમ ખેડૂતો ઉપર ખૂબ જ પ્રેમ હતો, ભગવતસિંહજી તો ખેડૂતોને સોનાના ઝાડવા કહેતા હતા. એવા વહાલા ખેડૂતોની સુખાકારી માટે ભોજરાજસિંહજીએ ગરીબ ખેડૂતોને બળદ ખરીદવા સહાય આપી હતી. એક હજાર નવા કૂવા ગળાવવા ખેડૂતોને માટે રૂા.૨,૦૦,૦૦૦ની મદદ, રૂા.૨,૦૦,૦૦૦નું વ્યાજ મુક્ત ધિરાણ આપવાનું ઠરાવ્યુ હતું. અનાજનું ભાવનિયમન બાંધી ખેડૂતોને ફાયદો અપાવ્યો. ઉપરાંત સસ્તા વ્યાજે લોન અને મફત અનાજ બિયારણ આપતા હતા.પોતે ગોંડલમાં સંસ્કૃત પાઠશાળા પણ ખોલવા માંગતા હતા. ભાયાતો સાથે પણ સારા સંબંધો રાખવા માટે તે બધુ જ કરી છુટે તેવા હતા.  પોતે ગાદીએ બેઠા ત્યારે પિતા ભગવતસિંહજી અને માતા નંદકુંવરબાના સ્મારક માટે રૂા.૫,૦૦,૦૦૦ અલગ મુકાવ્યા હતા, આ રકમમાંથી પછી નંદકુંવરબા હોસ્પિટલ બાંધવામાં આવી હતીગોંડલ રાજયનીવસતિ ઈ.સ.૧૮૮૧માં ૧૩૫,૬૦૪. ઈ.સ.૧૮૯૧માં ૧૬૧,૦૩૬.ઈ.સ.૧૯૦૧માં ૧૬૨,૮૫૯ ઈ.સ.૧૯૧૧માં ૧૬૧,૯૧૬. ઈ.સ.૧૯૨૧માં ૧૬૭,૦૭૧. ઈ.સ.૧૯૩૧માં ૨૦૫,૮૪૬ હતી અને ગોંડલ શહેરની વસતિ ઈ.સ.૧૮૮૧માં ૧૩,૫૨૩. ઈ.સ.૧૮૯૧માં ૧૫,૩૪૩.ઈ.સ.૧૯૦૧માં ૧૯,૫૯૨. ઈ.સ.૧૯૧૧માં ૧૫,૧૪૧. ઈ.સ.૧૯૨૧માં ૧૭,૪૧૮. ઈ.સ.૧૯૩૧માં ૨૪,૫૭૩. ઈ.સ.૧૯૪૧માં૩૦,૫૫૩.ઈ.સ.૧૯૫૧માં ૩૭,૦૪૬.ઈ.સ.૧૯૬૧માં ૪૫,૦૬૯ની હતી.ઈ.સ.૨૦૦૧માં ગોંડલ શહેરની વસતિ ૧૯૩,૫૨૨ની હતી ગોંડલ રાજ્યને રૂા.૮,૦૦,૦૦૦નું વાર્ષિક સાલિયાણુ મળતુ હતું.



## ૨૦..ઠાકોરસા. જસવંતસિંહજી ઝાલા- લીંબડી

લીંબડી એ ઝાલા શાસકોનું બીજા વર્ગનું ૭૪ ગામો ધરાવતુ રાજ્ય હતું. ફતેહસિંહજી માત્ર ૨૪ વર્ષની ઉંમરે અવસાન પામતા જસવંતસિંહજી તા.૩૦-૧-૧૮૬૨ના રોજ ગાદીએ બેઠા પરંતુ તેઓ બાળ વયના હોવાથી ૧૮૬૨ થી ૧૮૭૬ સુધી અનુક્રમે માતા હરિબા અને અંગ્રેજોનો વહીવટ રહ્યો પછી છેક ઈ.સ.૧૮૭૭માં જસવંતસિંહજીને પૂર્ણ સત્તા સોંપવામાં આવી હતી. તેઓનો જન્મ ઈ.સ.૧૮૫૯માં થયો હતો અને તેમણે પ્રાથમિક શિક્ષણ લીંબડીમાં અને ઘરે અભ્યાસ કરી મેળવ્યુ. પછી તેઓ રાજકુમાર કોલેજમાં ભણ્યા અને ત્યાં તેમણે પોતાની પ્રતિભા બતાવી હતી અને નોન મેટ્રીક સુધી ભણ્યા હતા. તેઓને ચાર રાણી હતા, રાજકુમાર કોલેજમાં ભણેલા ઘણા વિદ્યાર્થીઓને તેના પ્રિન્સિપાલ સાથે વિદેશ પ્રવાસની તક મળતી હતી, જસવંતસિંહજીએ બે વખત વિદેશ પ્રવાસ કર્યો હતો. તેમનામાં અમુક ખાસ ગુણ હતા, જેવા કે રાજ્ય વહીવટ પર અંગત દેખરેખ, ન્યાયિક પ્રશ્નોનો જાતે ઉકેલ અને ઓફિસમાં સતત હાજરી આ ગુણોને હિસાબે રાજ્યને ઘણો ફાયદો થયો હતો. તેઓના રાજ્ય કાળ દરમ્યાન લીંબડી રાજ્યએ ઘણી પ્રગતિ કરી અને તેના કાળમાં લીંબડીમાં પ્રખ્યાત વ્યક્તિઓમાં મુંબઈના ગવર્નર જેમ્સ ફરગ્યુસન, સર સયાજીરાવ ગાયકવાડ, મુંબઈના ગવર્નર લોર્ડ રે, સ્વામી વિવેકાનંદ વગેરે મહાનુભાવો પધાર્યા હતા.

જસવંતસિંહજીએ દરબારગઢમાં ભવ્ય ટાવર બંગલો બંધાવી તેમાં પરદેશી કલાત્મક ફર્નિચર ચિત્રો કરાવ્યા અને પંદર પંદર મીનિટે ડંકા પડે તેવુ અદભૂત ઘડિયાળ મુકાવ્યુ અને દરબારી ઓફિસવાળુ મકાન બંધાવ્યુ. તેઓએ પ્રજાજન માટે વોટર વર્કસ, નહેરો, બગીચાઓ બંધાવ્યા અને શિક્ષણ માટે ઈ.સ.૧૮૮૫માં જસવંતસિંહજી મીડલ સ્કૂલ અને સર જસવંતસિંહજી હાઈસ્કૂલ ઈ.સ.૧૯૦૭માં બંધાવી અને એ સિવાય કન્યા શાળા અને પુસ્તકાલયની સ્થાપના કરી હતી. જસવંતસિંહજી વિચક્ષણ અને મુત્સદી રાજવી હોવાથી ભૂતકાળમાં બરવાળા પર અંગ્રેજ સત્તાએ પોતાની હકૂમત ઠરાવી હતી. તે ઝઘડામાં યોગ્ય રજૂઆતો કરી હતી. દરેક રાજવીઓ પોતાના અને અન્ય સગાના નામથી જેમ ગામો વસાવતા હોય છે તેમ જસવંતસિંહજીએ નવા ગામો વસાવ્યા તેમના નાના ભાઈ ઉમેદસિંહજી ઉપરથી ઉમેદપુર ઈ.સ.૧૮૮૭માં વસાવ્યુ. આ સિવાય ઈ.સ.માં૧૮૯૪ દેવસ્થળ, જાલમપુર અને યશવંતપુર નામના ત્રણ નવા ગામો વસાવ્યા. કરણસિંહજી લખતર અને જસવંતસિંહજી બન્ને સાઢુભાઈ થતા હતા. તેઓ જ્યારે ચાર ધામની યાત્રાએ ગયા ત્યારે ચૌદ મહિના તેમણે રાજ ચલાવ્યુ અને તે મિત્રતા અને ઘટનાની યાદીગીરીરૂપ લખતરમાં કરણસિંહજીએ જસવંતસિંહજી હાઈસ્કૂલ સ્થાપી એ જ રીતે જસવંતસિંહજીએ પણ કદર કરી લીંબડીના ગ્રીન ચોકના વિસ્તારને કરણસિંહજી સ્કવેર નામ આપ્યું. જસવંતસિંહજીને ધર્મમાં ખૂબ જ શ્રધ્ધા હતી અને અનેક મહાપુરૂષો સંતોના સત્સંગ કરનારા હતા. તેના કાળમાં લીંબડીમાં સ્વામી વિવેકાનંદ આવ્યા અને તેમના દરબારગઢમાં મહેમાન બન્યા હતા અને પછી સૌરાષ્ટ્રમાં અન્ય સ્થળે જવા તેમણે ભલામણો કરી આપી હતી. તેઓનુ તા.૧૫-૪-૧૯૦૭ના રોજ મહાબળેશ્વર મુકામે અવસાન થયું. તેમણે લીંબડીને ઘણી સુંદર સગવડતાઓ પુરી પાડી ધાર્મિક રીતે શણગારીને વિખ્યાત શહેર બનાવ્યુ હતું. તેમને કોઈ પુત્ર સંતાન ન હતા તેથી તેમણે દત્તકની સનદ મેળવી હતી.



# ૨૧..ઠાકોરસા. દોલતસિંહજી ઝાલા- લીબડી

લીંબડીના ૩૫માં શાસક જશવંતસિંહજીનું તા.૧૫-૪-૧૯૦૭ના રોજ અવસાન થતા દોલતસિંહજી લીંબડીની ગાદીએ બેઠા. જેઓ જશવંતસિંહજીના સગા પુત્ર ન હતા પણ નજીકના ભાયાત હતા. તેઓનુ મૂળ નામ દાદભા હતું અને જામનગર રાજ્યના બોડી ગામમાં તા.૧૧-૭-૧૮૬૮ના રોજ જનમ્યા હતા. તેઓએ બોડી ગામની પ્રાથમિક શાળા અને જામનગરની હાઈસ્કૂલમાં અભ્યાસ કર્યો હતો. તેઓને રમત ગમત અને ઘોડે સવારીનો ખાસ શોખ હોવાને લીધે અને ખડતલ શરીરના હિસાબે તેઓ સૈન્યમાં કમાન્ડર બન્યા હતા અને એક ક્ષેત્રમાં ખૂબ જ નામના મેળવી પોતાની કિર્તી પ્રતિભાવાન બનાવી હતી.

જશવંતસિંહજીના અવસાન પછી લીંબડીની ગાદી મેળવવા અન્ય વ્યક્તિઓએ છેક ઈંગ્લેન્ડમાં ''સેક્રેટરી ઓફ સ્ટેટ ફોર ઈન્ડિયા'' સુધી પોતાના દાવા રજૂ કર્યા પણ ગાદીનું ભાગ્ય દોલતસિંહજીના હાથમાં લખાયુ હતું. આથી તા.૧૪-૪-૧૯૦૮ના રોજ તેઓ દાદભા માંથી દોલતસિંહજી નામ ધારણ કરી દબદબાપૂર્વક ગાદીએ બેઠા. દોલતસિંહજીને એક માત્ર રાણી બાલુબા (જાડેજા) હતા, તેઓને ચાર પુત્રો અને બે પુત્રીઓ સંતાનમાં હતી. દોલતસિંહજી ઉદાર દાનવીર ધાર્મિક પ્રકૃતિના રાજવી હતા. પોતાના રાજ્યમાં જ્યારે જ્યારે તેણે કોઈ પ્રસંગો ઉજવ્યા ત્યારે ઉદાર હાથે દાન કરી સખાવતો જાહેર કરી હતી. જે માણસ ફરે છે તે ઘણુ જ્ઞાન મેળવે છે એ ન્યાય દોલતસિંહજી બરાબર સમજ્યા હોવાથી તેઓને પ્રવાસનો જબરો શોખ હતો અને તેણે ભારત અને વિદેશોના પ્રવાસો કર્યા હતા. આ પ્રવાસોથી આ રાજવી ઘણુ બધુ જાણી આવ્યા અને તેનુ પ્રતિબિંબ લીંબડી રાજ્યમાં તરત જ દેખાયુ હતું.

આ પછી તો તેમના રાજ્યમાં ઘણા સુધારાઓ કરાવ્યા તેમાં લીંબડીને શણગારવા મકાનો બંધાવ્યા, જેમાં વુડ હાઉસ માર્કેટ, ભાવેન્દ્રવિલા, લાલબંગલો, છાલીયા બજાર, મોટી બજાર, દોલતબ્રીજ, રામરાજેન્દ્રસિંહ હોસ્પિટલ, તળાવો, ફુવારા વગેરે વગેરે બનાવ્યુ.

આ સિવાય પ્રજાની સુખાકારી માટે તેમણે પાણી, વીજળી અને ટ્રામ સેવાઓ વધારી રાજ્યના વિગતોના સમાચાર આપતુ ''લીંબડી દરબારી ગેઝેટ'' પણ શરૂ કર્યુ. તેમણે ફરતા પુસ્તકાલયની શરૂઆત કરી હતી. પોતે એક સારા સુધારક રાજા તરીકે બહાર આવ્યા અને દારૂ પર પ્રતિબંધ, બાળલગ્ન પર પ્રતિબંધ લીંબડી રાજ્યમાં મૂક્યો હતો.

આ સિવાય તેમણે દોલતપર, દિગ્વિજયગઢ, રામરાજપર, નટવરગઢ, પ્રતાપગઢ, રાણાગઢ અને ઘનશ્યામપર નામના ગામો વસાવ્યા હતા. ખેડૂતોને ઉપર લાવવા લેણા મુક્ત કર્યા અને એક બેંક સ્થાપી ઉદ્યોગોને પ્રોત્સાહન આપ્યુ અને શિક્ષણ ક્ષેત્રે પણ મહત્ત્વના સુધારા અને સગવડતા કરી કન્યા કેળવણીને મહત્ત્વ આપનારા રાજવી હતા. તેઓએ ધાર્મિક દિવસોમાં પશુવધ કરવા પર પ્રતિબંધ ફરમાવ્યો હતો. તેઓ તા.૩૦-૯-૧૯૪૦ના રોજ અવસાન પામ્યા. તેમની રાજ સ્મશાનમાં આરસની દેરી ઉભી છે.લીબંડી રાજયનીવસતિ ઈ.સ.૧૮૮૧માં ૪૩,૦૬૩. ઈ.સ.૧૮૯૧માં ૪૮,૧૭૬.ઈ.સ.૧૯૦૧માં ૩૧,૨૮૭. ઈ.સ.૧૯૧૧માં ૩૩,૬૮૨. ઈ.સ.૧૯૨૧માં ૩૫,૪૨૨. ઈ.સ.૧૯૩૧માં ૪૦,૦૮૮ હતી ઈ.સ.૨૦૦૧માં લીબંડી શહેરની વસતિ ૪૦,૦૭૧ની હતી.લીંબડીરાજ્યને વાર્ષિક રૂા.૧,૯૫,૦૦૦નું સાલિયાણુ મળતુ હતું.



# ૨૨..ઠાકોરસા. દિગ્વિજયસિંહજી ઝાલા - લીંબડી

દિગ્વિજયસિંહજીનો જન્મ તા.૧૦-૪-૧૮૯૬ના રોજ થયો હતો અને તેમણે રાજકોટની રાજકુમાર કોલેજ અને ઈંગ્લેન્ડની ઈટન કોલેજમાં અભ્યાસ કર્યો હતો. અભ્યાસ દરમ્યાન તેઓથી તેમને ભણાવનારા પણ ખૂબ પ્રભાવિત થયા હતા. દહેરાદૂન મિલિટરી કોલેજના ઈમ્પિરિયલ કેડેટ કોરમાં પણ તેઓ ભરતી થયા હતા. એ સૈન્યના સંસ્કાર અને શિસ્ત તેમના ઉપર એવા તો સવાર થઈ ગયા કે, તેઓ કોઈ પ્રસંગોએ એ કેડેટનો પોશાક પહેરતા અને એ પોશાક પહેરવાની અંગ્રેજ સરકાર પાસે મંજુરી માંગી હતી અને એ મંજુરી મળતા તે પોશાક પ્રસંગોપાત પહેરતા હતા. આટલો બધો તેમને ઈમ્પિરિયલ કેડેટ કોરમાં અને તેના પોશાકમાં રસ હતો કે તેમને લોકો સતત આ કેડેટ કોરના સૈનિક તરીકે ઓળખે.

તેઓ લીંબડીના ૩૬માં શાસક દોલતસિંહજીના જ્યેષ્ઠ પુત્ર હતા અને દિગ્વિજયસિંહજી ઉર્ફે દાદાસાહેબ તરીકે પણ ઓળખાતા હતા. તેઓ તા.૧૩-૧૦-૧૯૪૦ના રોજ ગાદીએ બેઠા હતા. ઈ.સ.૧૯૧૦માં તેમના પ્રથમ લગ્ન ઈડરના મહારાજા કેસરીસિંહજીના કુંવરી નંદકુંવરબા સાથે થયા હતા, બીજા લગ્ન ઈ.સ.૧૯૩૯માં જાડેજાના કુંવરી પ્રવિણકુંવરબા સાથે થયા હતા.

પ્રવિણકુંવરબાથી તેઓને ત્યાં ઠાકોર છત્રસાલજીનો જન્મ થયો હતો. જ્યારે નંદકુંવરબાને રામરાજેન્દ્રસિંહજી નામના પુત્ર અને બે પુત્રીઓ થયા હતા. પરંતુ રામરાજેન્દ્રસિંહજીનું અકાળે સંવત ૧૯૮૭ ભાદરવા સુદ-૬ના રોજ ૧૪ વર્ષની વયે અવસાન થયુ, આથી તેમના દાદા દોલતસિંહજીએ તેમની સ્મૃતિને તાજી રાખવા તેમના નામ ઉપરથી રામસાગર તળાવ, રામરાજપર ગામ અને રામરાજેન્દ્રસિંહજી નામની હોસ્પિટલ બાંધી હતી.

દિગ્વિજયસિંહજી ખૂબ જ હોંશિયાર, વાકછટાવાળા અને સામા માણસની સાથે સંબંધો બાંધી લે તેવા ચપળ હતા. કાશ્મીરના મહારાજા હરિસિંહજી અને પાલનપુરના નવાબ તાલે મહમદ ખાનજી તેઓના ખાસ મિત્ર હતા.

જ્યારે નવાનગરના જામ સાહેબ લીગ ઓફ નેશન્સની બેઠકમાં હાજરી આપવા ગયા ત્યારે તેઓ દિગ્વિજયસિંહજીને અંગત મંત્રી તરીકે સાથે લેતા ગયા હતા. જ્યારે પોતે યુવરાજ હતા ત્યારે તેમણે લીંબડીમાં ઘનશ્યામસિંહજી કલબની સ્થાપના કરી હતી.

તેઓ તા.૬-૧-૧૯૪૧ને સોમવારના રોજ અસાધ્ય રોગની બિમારીથી અગિયાર માસના પુત્રને  મૂકી મુંબઈમાં અવસાન પામ્યા. પરંતુ તેમના પાર્થિવ દેહને રાજધાની લીંબડીમાં જ લવાયો અને લીંબડીમાં જ અગ્નિસંસ્કાર કરી રાજસ્મશાનમાં તેમની છતરડી ઉભી કરી તેમાં આરસનો શિલાલેખ કોતરવામાં આવ્યો છે, જેમાંથી તેમની જન્મ, મૃત્યુ સાલ અને રાજ્ય કાળનો સમય જાણવા મળે છે. તેઓ અવસાન પામ્યા ત્યારે એક બીજી ઘટના એ પણ બની હતી કે, લીંબડીમાં રહેતી મિસ.શાર્પ નામની અંગ્રેજ વિદુષી બાઈ કે જેણે દોલતસિંહજીનું અંગ્રેજીમાં જીવન ચરિત્ર લખ્યુ હતું અને દોલતસિંહજીને અન્નદાતા કહીને બોલાવતી હતી તે પણ દિગ્વિજયસિંહજીની સાથે સાથે તે રાત્રે જ મૃત્યુ પામી હતી. લીંબડી રાજ્યમાં ૫૦ સંપૂર્ણ હકૂમતવાળા ગામો હતા અને માત્ર મહેસૂલી હકૂમતવાળા ૩૪ ગામો ઈ.સ.૧૯૪૧માં હતા.લીંબડી શહેરની વસતિ ઈ.સ.૧૮૮૧માં ૧૨,૮૭૩. ઈ.સ.૧૮૯૧માં ૧૩,૪૯૭.ઈ.સ.૧૯૦૧માં ૧૨,૪૮૫. ઈ.સ.૧૯૧૧માં ૧૧,૦૩૯. ઈ.સ.૧૯૨૧માં ૧૧,૨૯૪. ઈ.સ.૧૯૩૧માં ૧૩,૮૦૮ની હતી.



## ૨૩..ઠાકોરસા. બાવાજીરાજજાડેજા - રાજકોટ

રાજકોટના અગિયારમાં શાસક મેરામણજી ચોથા પછી બાવાજીરાજ રાજકોટની ગાદીએ આવ્યા. રાજકોટ રાજ્ય બીજા વર્ગનું હતું અને ૬૫ ગામ ધરાવતુ રાજ્ય હતું. તા.૩૦-૮-૧૮૫૬ના રોજ બાવાજીરાજ જનમ્યા પણ બે વર્ષમાં જ તેમના માતા હરિબા મૃત્યુ પામ્યા. પિતાના અવસાન સમયે બાવાજીરાજની ઉંમર ૬ વર્ષની હોવાથી દાદીમા નાનબાએ રાજ્ય ચલાવ્યુ. બાવાજીરાજે રાજકુમાર કોલેજમાં શિક્ષણ મેળવ્યુ હતું. આ રાજવી વિદ્ધાન, સારા વાચક, મિલનસાર, હિંમતવાન, પ્રતાપી અને કાયદા કાનૂનના જાણકાર હતા. ખૂબ જ સાદગી પૂર્ણ રહેનારા હતા. તેઓને અગિયાર રાણીઓ હતા જેમાં (૧) વાંકાનેરના કુંવરી ચાંદબા (૨) સાયલાના કુંવરી કેસાબા (૩) કુંડલાના ઝાલાના કુંવરી બાજીરાજબા (૪) સાયલાના કુંવરી બીજા (૫) સિંધાવદરના કુંવરી હાજુબા (૬) કાનપુરના કુંવરી બાઈરાજબા (૭) ધરમપુરના કુંવરી આનંદકુંવરબા (૮) સિંધાવદરના કુંવરી સુંદરબા (૯) લાખાણકાના ગોહિલ કુંવરી ગગુબા. તેમાંથી તેમના મરણ સમયે અગિયારમાંથી ત્રાણ રાણીઓ હયાત હતા. કુમારશ્રી લાખાજીરાજને ધરમપુર વાળા રાણી આનંદકુંવરબાએ સરધારમાં જન્મ આપ્યો હતો.

ઈ.સ.૧૮૭૩માં બાવાજીરાજે હિંદુસ્તાનનો પ્રવાસ કર્યો હતો. બાવાજીરાજે પોતાના રાજ્યમાં ઘણા બધા સુધારાઓ પણ કરાવ્યા હતા. તેમાં તેણે અમુક જગ્યાએ ભાગબટાઈને બદલે ગણોત ઠરાવી વિઘોટીની શરૂઆત કરી અને અપીલ કોર્ટ તથા સ્મોલ કોર્ટની સ્થાપના કરી અને તેમાં ન્યાયધીશ તરીકે ખુદ બેસતા હતા.ઈ.સ. ૧૮૭૭ના દુષ્કાળ વખતે સરધારનું જૂનુ તળાવ અને જૂનો દરબારગઢ સમરાવવામાં એક લાખ ખર્ચીને પ્રજાને કામ આપ્યુ. કોઠારિયા નાકા બહારના રાજકોટના રાજ બગીચામાં એક ભવ્ય મહેલ બંધાવ્યો. રાંદરડાનું તળાવ, કાઠિયાવાડના રાજાઓના ખર્ચે બનાવવાનું હતું તેમાં તેમણે જમીન આપી હતી.

બાવાજીરાજના કાળમાં રાજકોટ રાજ્યને દીવાની કામમાં ફુલ સત્તા અને ફોજદારી કામમાં પોતાની રૈયતને દેહાંત દંડની સજા કરી શકે પણ પર રાજ્યની રૈયતને દેહાંત દંડની સજા કરવા માટે અંગ્રેજ સરકારની મંજૂરી લેવી પડતી હતી. આ બાવાજીરાજે જ અંગ્રેજ સરકારને રાજકોટમાં સિવીલ સ્ટેશન માટે ૩૮૫ એકર જમીન રૂા.૪૫૦૦ના ભાડાથી આપી હતી. તેમના કાળમાં રાજકોટ અને સરધારમાં પુસ્તકાલયો ખુલ્લા મૂકવામાં આવ્યા અને પરા બજાર અને માર્કેટ બંધાણી અને મ્યુનિસિપાલિટીની સ્થાપના થઈ અને મ્યુનિસિપાલિટીનું યોગ્ય બંધારણ ઘડવામાં આવ્યું. રાજકોટ અને જૂની રાજધાની સરધારને વિકસાવવાનો સારો એવો પ્રયત્ન કરનાર આ રાજવી હતા.

બાવાજીરાજ તા.૧૧-૪-૧૮૯૦ના રોજ નાની વયે એક માસની સખત બિમારીમાં મૃત્યુ પામ્યા. પરંતુ આજે પણ તેમના નામની રાજકોટમાં શાળા ચાલે છે, તે રીતે દરરોજ આ રાજવીને વિદ્યાર્થીઓ યાદ કરે છે. બાવાજીરાજે રાજકોટને આધુનિક યુગમાં પ્રવેશ કરાવી રાજ્યને વધુ મજબૂત અને સારૂ બનાવ્યુ હતું. રાજકોટ શહેરની વસતિ ઈ.સ.૧૮૮૧માં ૨૧,૧૫૨. ઈ.સ.૧૮૯૧માં ૨૯,૨૪૭.ઈ.સ.૧૯૦૧માં ૩૬,૧૫૧. ઈ.સ.૧૯૧૧માં ૩૪,૧૯૪. ઈ.સ.૧૯૨૧માં૪૫,૮૪૫.ઈ.સ.૧૯૩૧માં૫૯,૧૧૨. ઈ.સ.૧૯૪૧માં ૬૬,૩૫૩.ઈ.સ.૧૯૫૧માં૧૩૨,૦૬૯. ઈ.સ.૧૯૬૧માં ૧૯૪,૧૪૫.જયારે ઈ.સ.૨૦૦૧માં રાજકોટની વસતિ ૧૯,૭૦,૪૯૧ની હતી.



## ૨૪..ઠાકોરસા. લાખાજીરાજ જાડેજા - રાજકોટ

રાજકોટ રાજ્યના બારમા શાસક બાવાજીરાજના અવસાન બાદ લાખાજીરાજ ગાદીએ આવ્યા. તેઓ સમગ્ર કાઠિયાવાડમાં પ્રજા વત્સલ રાજવી તરીકે નામના ધરાવતા થયા હતા. તેમનો જન્મ સરધાર મુકામે સંવત ૧૯૪૨ માગશર સુદ-૧૦ના રોજ થયો હતો. પિતાના અવસાન સમયે તેઓ ધરમપુર મામાને ઘરે હતા. ત્યાંથી આવીને ગાદીએ બેઠા પણ બાળ વય હોવાને લીધે મેનેજમેન્ટ નિમાયુ. તેઓને ત્રણ રાણીઓ હતા (૧) સેમળિયાના છત્રસિંહજી રાઠોડના કુંવરી રાજેન્દ્રબા (૨) લાઠીના કવિ સૂરસિંહજી ગોહિલના કુંવરી રમાણીકકુંવરબા (૩) મીણાપુરના કૃષ્ણકુંવરબા. લાખાજીરાજે રાજકોટની રાજકુમાર કોલેજમાં અને દહેરાદૂનની લશ્કરી કોલેજમાં અભ્યાસ કર્યો હતો. પોતે ઈંગ્લેન્ડ, ફ્રાન્સ, સ્વીટઝરલેન્ડ, કાશ્મીર, રામેશ્વર, મથુરા, કાશી, ઉજ્જૈન, દિલ્હી, આગ્રા, પંચગીની, દાર્જીલીંગ વગેરે સ્થળોનો પ્રવાસ કર્યો હતો.તેઓ ૨ફેબ્રુઆરી ૧૯૩૦ના રોજ અવસાન પામ્યા.

લાખાજીરાજના કાળમાં ઈ.સ.૧૯૨૪માં રાજકોટમાં રવિન્દ્રનાથ ટાગોર અને ઈ.સ.૧૯૨૫માં મહાત્મા ગાંધી રાષ્ટ્રીય શાળા ખુલ્લી મૂકવા આવ્યા હતા. તેઓએ ગાંધીજીને ઈ.સ.૧૯૨૧માં રાજકોટમાં કાઠિયાવાડ રાજકીય પરિષદની પ્રથમ બેઠક ભરવા દેવાની પરવાનગી આપી હતી. પછી ભાવનગર ખાતે કાઠિયાવાડ રાજકીય પરિષદની ત્રીજી બેઠકમાં લાખાજીરાજનું તા.૮-૧-૧૯૨૫ના રોજ સન્માન થયુ હતું.

લાખાજીરાજે પોતાના રાજ્યમાં ઘણા બધા સુધારાઓ કર્યા જેમાં દુષ્કાળ વખતે રાજ્યમાં નવા કૂવાઓ ગળાવ્યા અને ચાર મોટા તળાવો બંધાવ્યા હતા અને ખેડૂતોને તગાવી પૈસા આપ્યા. પ્રજાને દુષ્કાળમાં બહુ હેરાન થવા દીધી નહોતી. તેઓ વિદ્યાર્થીઓને સારી એવી રકમની સ્કોલરશીપ આપતા અને લુલા,લંગડા, આંધળા, બહેરા મુંગા માટે અનાથાશ્રમ બનાવ્યો હતો. રાજ્યમાં ગૌવધ ઉપર પ્રતિબંધ મૂક્યો હતો. ઈ.સ.૧૯૧૬માં કુવાડવા મહાલમાં વાંકવડ નામનું નવુ ગામ વસાવ્યુ. ખેડૂતોના શિક્ષણ માટે ખાસ યોજનાઓ કરી સ્ટેશનરી અને ચોપડીઓ મફત પુરી પાડી અને ખેડૂતો માટે ગ્રામ્ય ખેડૂત બેંકો ખોલી હતી.

રાજ્યમાં મુખ્ય મુખ્ય ગામોમાં તથા મુખ્ય મુખ્ય અમલદારોને ઘરે ટેલિફોન નાંખવામાં આવ્યા હતા. ખાસ તો તેઓનું પ્રદાન એ ગણાય છે કે, ઈ.સ.૧૯૨૩માં પ્રજાને મતાધિકાર આપી પ્રજા પ્રતિનિધિ સભા, અખિલ ધર્મ સભા, મજૂર મહામંડળ, ખેડૂત મહામંડળ, ધારાસભા સ્થાપીને લોકોને વહીવટમાં ભાગ લેતા કર્યા એ તેમની ખાસ ઉદારતા હતી. અરે ! રાજકોટ, સરધાર અને કુવાડવાનો વહીવટ મ્યુનિસિપાલિટીને સોંપી દીધો હતો. ઈ.સ.૧૮૯૫માં લાલપરી તળાવનું ખાતમુહૂર્ત કરવામાં આવ્યુ હતું. ઈ.સ.૧૯૧૦માં સ્ટેટ બેંક અને ઈ.સ.૧૯૧૫માં ખેડૂત બેંકો, સ્પીનીંગ તથા વીવીંગ મીલ તથા લાખાજીરાજ રોલર ફ્લોર મીલ ખોલવામાં આવી. ઈ.સ.૧૯૨૦માં રાજકોટ આટકોટ વચ્ચે રાજ્યએ મોટર સર્વિસ શરૂ કરી. ઈ.સ.૧૯૨૧માં ધમેન્દ્રસિંહજી શાકમાર્કેટ ખોલી, ઈ.સ.૧૯૨૩માં રાજકોટ બેડી ટ્રામ-વે શરૂ કરી. ઈ.સ.૧૯૨૪માં મોટુ પાવર હાઉસ, ઈ.સ.૧૯૨૫માં થોડી વધુ પોસ્ટ ઓફિસો અને ઘણા ગામોમાં મફત કેળવણીની વ્યવસ્થા કરી.ઈ.સ.૧૯૨૪,૨૫માં પ્લેગ અને ઈન્ફલુએન્ઝાના રોગચાળા વખતે ખાસ રસ લઈને લોકોને રાહત આપી હતી. તેમને ૧૯૧૮માં કે.સી.આઈ.ઈ.નો ઈલ્કાબ મળ્યો હતો.



## ૨૫..ઠાકોરસા.ધમેન્દ્રસિંહજી જાડેજા - રાજકોટ

રાજકોટના તેરમા શાસક લાખાજીરાજના અવસાન પછી ધમેન્દ્રસિંહજી ગાદીએ આવ્યા. તેઓ તા. ૪ માર્ચ ૧૯૧૦ના રોજ જનમ્યા હતા. જેમણે થોડો સમય રાજકોટની રાજકુમાર કોલેજમાં અને પછી ઈંગ્લેન્ડની હાઈગેટ સ્કૂલમાં શિક્ષાણ લીધુ હતું. આવા પ્રખ્યાત વિદ્યાધામોમાં ભણેલા હોવા છતાં તેઓને કોઈના સંગે કે કુદરતી બળે પિતા કરતા અવળી પ્રકૃતિના બનાવી દીધા હતા. પોતે શિકારના જબરા શોખીન હતા. આ સમયે રાજકોટના દીવાન તરીકે બગસરાના દ.શ્રી. વીરાવાળા મૂળુવાળા સાહેબ હતા અને તેઓ જ મોટે ભાગે રાજ્ય ચલાવતા હતા.જ્યારે પોતે ગાદીએ બેઠા અને પોતાનાએ વૈભવી ખર્ચને હિસાબે રાજ્યની તિજોરી ખાલી થવા લાગી ત્યારે પ્રજા ઉપર કોઈ નવા કરવેરા નાંખવાનું વિચારવામાં આવ્યું. તે પછી દિવાસળી, ખાંડ, બરફ વગેરેના ઈજારા આપી કાર્નીવલ નામની કંપનીને જુગાર ગૃહ શરૂ કરવાની પરવાનગી આવક માટે અપાઈ આ સમયે ગાંધીવાદીઓએ આ વિરોધ કરવાની તક ઝડપી લીધી અને ધમેન્દ્રસિંહજીના શાસનને હિંદુસ્તાનભરમાં વગોવ્યુ . જાણે કે ધમેન્દ્રસિંહજીના ભાગ્યમાં અપયશ અને વગોણા જ લખાયા હતા. તેથી રાજતંત્ર કાંઈ સુધાર્યુ નહીં ત્યારે વળી રાજકોટની કાપડ મીલના મજૂરોએ કામના કલાકો માટે હડતાલ પાડી એ સફળ બની ત્યારે પ્રજાજનો ખૂબ જ ખુશ થઈ ગયા અને એના મનમાં વિશ્વાસ આવી ગયો કે આપણે રાજતંત્રને પણ ખોટા રસ્તે ચાલતુ હોય તો જરૂર સુધારી શકશું.એક તો રાજકોટમાં એજન્સીનું મુખ્ય મથક અને વળી આવા નાના મોટા બનાવો બનતા ગયા. તેથી રાજકોટ રાજ્ય ચર્ચાના ચકડોળે ચડ્યુ અને નેતાઓએ આ બાબતમાંથી રાજકોટ સત્યાગ્રહ રાજ્ય સામે કર્યો અને ગાંધીજી ઉપવાસ ઉપર ઉતર્યા અને આખા હિંદુસ્તાનમાં આ સત્યાગ્રહની વાતો ફેલાણી અને દીવાન વીરાવાળાએ છેક દિલ્હી સુધી રજૂઆતો અને કાવાદાવા કર્યા. આખરે ગાંધીજીએ ઉપવાસ છોડ્યા અને કહ્યુ ‘‘હું હાર્યો અને તમે જીતજો’’ પરંતુ આ પ્રસંગથી ધમેન્દ્રસિંહજી અને રાજકોટ રાજ્યને એક કલંક લાગી ગયુ અને આ સત્યાગ્રહની નિષ્ફળતા પણ સફળતામાં ગણાણી અને પછી તો ઘણી જગ્યાએ એની અસરરૂપે પ્રજાકીય આંદોલનો થયા અને સફળ થયા.ધમેન્દ્રસિંહજીના કાળમાં સૌથી સારૂ કાર્ય રાજકોટમાં તેમના નામથી તા.૧૬-૧૨-૧૯૩૭ના રોજ કોલેજ ખોલવામાં આવી. આથી સૌરાષ્ટ્રની ત્રીજી મહત્ત્વની કોલેજ એ જમાનામાં ગણાવા લાગી. ધમેન્દ્રસિંહજીને ખૂબ જ ફાસ્ટ મોટર ચલાવવાનો શોખ હતો અને તેઓ રાજકોટથી બગસરા સુધી ખૂબ જ ટૂંકા સમયમાં પહોંચી જતા હતા.ધમેન્દ્રસિંહજી ચાંચઈ પાણિયા(જિલ્લો અમરેલી) શિકારે ગયા હતા ત્યાં રાની પશુએ તેમના પર હુમલો કરતા તેઓ તા.૧૧-૬-૧૯૪૦ના રોજ અવસાન પામ્યા. ધમેન્દ્રસિંહજીને કોઈ પુત્ર સંતાન ન હોવાથી તેમના અવસાન પછી તેમના ભાઈ પ્રદ્યુમ્નસિંહજી ગાદીએ આવ્યા હતા. આજે પણ રાજકોટમાં ધમેન્દ્રસિંહજી રોડ છે. તેઓના પિતાશ્રીના નામે લાખાજીરાજ હોસ્ટેલ અને નાના ભાઈ પ્રદ્યુમ્નસિંહજીના નામે હોસ્ટેલ અને ભત્રીજા વર્તમાન ઠાકોર સાહેબ મનોહરસિંહજીના નામે પણ હોસ્ટેલ છે, આ ત્રાણેય હોસ્ટેલ ધમેન્દ્રસિંહજી કોલેજની છે.

રાજકોટ રાજયનીવસતિ ઈ.સ.૧૮૮૧માં ૪૬,૫૪૦. ઈ.સ.૧૮૯૧માં ૪૯,૯૩૮.ઈ.સ.૧૯૦૧માં ૪૯,૭૯૫. ઈ.સ.૧૯૧૧માં ૫૦,૬૩૮. ઈ.સ.૧૯૨૧માં ૬૦,૯૯૩. ઈ.સ.૧૯૩૧માં ૭૫,૫૪૦ હતી. રાજકોટને વાર્ષિક રૂા.૨,૮૫,૦૦૦નું સાલિયાણુ મળતુ હતું.



## ૨૬..ઠાકોરસા. રવોજી બીજા જાડેજા - મોરબી

મોરબીમાં જાડેજા વંશની સત્તા હતી અને પ્રથમ વર્ગનું રજવાડુ હતું. મોરબી રાજ્યમાં કુલ ૧૪૯ ગામડાઓ હતા અને ૮૨૨ સ્કેવેર માઈલનો વિસ્તાર હતો. ઈ.સ.૧૯૩૪માં તેની વાર્ષિક આવક રૂા.૨૧,૦૦,૦૦૦ હતી અને તેની સામે વાર્ષિક ખર્ચ રૂા.૧૮,૦૦,૦૦૦નું હતું.

મોરબી રાજયનીવસતિ ઈ.સ.૧૮૮૧માં ૮૯,૯૬૪. ઈ.સ.૧૮૯૧માં ૧૦૫,૩૩૫.ઈ.સ.૧૯૦૧માં ૮૭,૪૯૬. ઈ.સ.૧૯૧૧માં ૯૦,૨૩૦. ઈ.સ.૧૯૨૧માં ૯૧,૩૫૫. ઈ.સ.૧૯૩૧માં ૧૧૩,૦૨૩ હતી અને મોરબી શહેરની વસતિ ઈ.સ.૧૮૮૧માં ૧૫,૩૫૩. ઈ.સ.૧૮૯૧માં ૧૬,૩૨૫.ઈ.સ.૧૯૦૧માં ૧૭,૮૨૦. ઈ.સ.૧૯૧૧માં ૧૪,૯૬૨.ઈ.સ.૧૯૨૧માં૧૩,૧૧૫.ઈ.સ.૧૯૩૧માં૧૮,૯૩૪. ઈ.સ.૧૯૪૧માં૩૭,૦૪૮. ઈ.સ.૧૯૫૧માં ૪૦,૭૨૨. ઈ.સ.૧૯૬૧માં૫૦,૧૯૨ની હતી.ઈ.સ.૨૦૦૧માં મોરબી શહેરની વસતિ ૩,૨૩,૭૭૪ની હતી. મોરબી રાજ્ય બ્રિટીશ સરકારને રૂા.૯,૨૬૩, ગાયકવાડને રૂા.૪૯,૨૦૮ અને જૂનાગઢને રૂા.૩,૦૮૮ જોરતલબીના ભરતું હતું. મોરબી રાજ્યના સ્થાપક કાંયોજી હતા, (૨) અલિયોજી (૩) રવોજી પહેલા (૪) પચાણજી (૫) વાઘોજી પહેલા (૬) હમીરજી (૭) જીયોજી (૮) પૃથ્વીરાજ (૯) રવોજી બીજા (૧૦) વાઘજી બીજા (૧૧) લખધીરજી (૧૨) છેલ્લા શાસક મહેન્દ્રસિંહજી હતા. આમાં રવોજી બીજા મોરબીના નવમા શાસક બન્યા. તેઓ મોરબીના આઠમા શાસક પૃથ્વીરાજજીના એક માત્ર પુત્ર હતા. તેઓએ કેટલુ શિક્ષણ લીધુ હતું તેની માહિતી પ્રાપ્ય બની નથી. પરંતુ માત્ર થોડી ઘણી પ્રાથમિક કેળવણી તેઓએ મેળવી હશે. તેઓને છ રાણીઓ હતા, જેમાં ચુડાના કુંવરી માજીરાજબાથી કુમાર શ્રી વાઘજી ઠાકોર બીજાનો જન્મ થયો હતો. વાઘજીના બીજા ભાઈ હરભમજીરાજનો જન્મ સંવત ૧૯૧૮માં થયો હતો. તેઓના નામને યાદરાખતુ આજે રાજકોટમાં હરભમજીરાજ ગરાસિયા છાત્રાલય(જેનુ જૂનુ નામ ધી કિંગ જ્યોર્જ કોરોનેશન ગિરાસિયા હોસ્ટેલ) ઉભુ છે.

રવોજી બીજાના કાળમાં ટંકારા ગામનો કિલ્લો બાંધવામાં આવ્યો હતો. તેઓ ખેડૂતોને ખૂબ ચાહતા હતા અને ખેડૂતોને આર્થિક મદદ કરી ખેતીને આબાદ કરવાના પ્રયત્નો કર્યા હતા. દરેક રાજાઓ સાહિત્યકારોને આશ્રય આપતા અને મદદ કરતા હતા તે રીતે રવાજીએ મારૂ ચારણ મિસાણ શાખાના દેદલ ભગતને રાજકવિ તરીકે નીમ્યા હતા. પણ તેમની સાથે ધર્મની બાબતે તકરાર થતા રવોજીએ તેમને પોતાનુ રાજ્ય છોડી દેવા હુકમ કર્યો હતો અને તેઓ માળિયા જતા રહ્યા, પણ પાછા પોતાની ભૂલ સમજાતા મોરબી બોલાવીને રાખ્યા અને મોટું ઈનામ આપી વર્ષાસન બમણુ કરી આપ્યુ હતું. અહીંથી કાઢવા પાછળનું કારણ દેદલ ભગત સ્વામિના રાયણસંપ્રદાયના શિષ્ય બન્યા હતા તે જ તેનો ગુનો હતો. એવુ કહેવાય છે કે પછી ખુદ સહજાનંદ સ્વામીએ ચમત્કારિક રીતે દર્શન આપ્યા તેથી તેની ભૂલ સમજાણી હતી. તેઓના રાજ્યકાળમાં સંસ્કૃત પાઠશાળા, દવાશાળા સ્થપાઈ હતી અને મોરબી રાજ્યના ન્યાયતંત્રમાં ફેરફાર કરી ફોજદારી અને દીવાની અદાલતો સ્થાપવામાં આવી હતી. રવોજી ધાર્મિક,શ્રદ્ધાળુ પુરૂષ હતા. જ્યારે કુ.શ્રી વાઘજીને શીતળા નીકળતા કાલાવડના શીતળામાની માનતા કરેલી અને સારુ થઈ જતા કાલાવડમાં બ્રાહ્મણોની ચોરાસી કરી અને વાઘજીને ચાંદીના રૂપિયાથી તોળી તે ચાંદીમાંથી મંદિરને ચાંદીના કમાડ કરાવી આપ્યા તેઓ ૧૭ ફેબ્રુ.૧૮૭૦ના રોજ અવસાન પામ્યા હતા.



## ૨૭.સર વાઘજી ઠાકોર બીજા  જાડેજા - મોરબી

મોરબીના નવમા શાસક રવોજી બીજાનું અવસાન થતા મોરબીની ગાદીએ વાઘજી બીજા તા.૧૭-૧૨-૧૮૭૦ના રોજ ગાદીએ આવ્યા, તેઓ જાડેજા વંશના હતા. તેમનો જન્મ તા.૧૭-૪-૧૮૫૮ના રોજ થયો હતો. પિતાના અવસાન સમયે તેમની સગીર વય હોવાથી મેનેજમેન્ટ સ્થપાયુ અને તેમને ત્રણ રાણીઓ હતા.

તેઓ બાળપણથી વિદ્યાભ્યાસમાં ખંત ધરાવતા અને રાજકોટની રાજકુમાર કોલેજમાં તેજસ્વી વિદ્યાર્થી તરીકે પંકાયા હતા, રમત-ગમતમાં પણ એટલા જ હોંશિયાર અને આગળ પડતા હતા. કોલેજમાંથી નીકળ્યા બાદ કેપ્ટન હંફ્રી સાથે હિંદુસ્તાનના પ્રવાસે નીકળ્યા હતા પછી તેઓએ યુરોપનો પણ પ્રવાસ કર્યો હતો. તેઓને તા.૧-૧-૧૮૭૯ના રોજ રાજ્યની પૂર્ણ સત્તા સોંપવામાં આવી હતી. પછી તો વાઘજી ઠાકોરે મોરબીને શણગારીને આધુનિક બનાવવાના જબરા પ્રયત્નો કર્યા અને મોરબીને સૌરાષ્ટ્રના પેરીસનું ઉપનામ અપાવ્યું. (૧) તા.૨૦-૨-૧૮૭૯ના રોજ મચ્છુ નદી ઉપરના પુલનો પાયો નાંખ્યો અને ૪ લાખના ખર્ચે તે પુલ ઉભો કર્યો અને પુલનું નામ કૈસરે હિંદ રાખી યુરોપમાં બનેલા કાંસાના આખલા-ઘોડાના પૂતળાઓ બન્ને છેડે મૂકાવ્યા. (૨) તા.૨૮-૨-૧૮૮૦ના રોજ મોરબીની શણગારીક બજારનો પાયો નાંખ્યો અને એક સરખી બાંધણીવાળી જયપુરની બજાર જેવી ભવ્ય બજાર ઉભી કરી. (૩) તા.૨૨-૫-૧૮૮૦ના રોજ રાજમહેલનું વાસ્તુ કર્યુ, આ મહેલમાં ઈટાલિયન ચિત્રકાર પાસે ચિત્રો દોરાવી અને પરદેશથી અલભ્ય વસ્તુઓ અને રાચરચીલુ મંગાવી શણગાર્યો. (૪) તા.૨૫-૧૨-૧૮૮૦ના રોજ મોરબીમાં છાપખાનું શરૂ કર્યુ. (૫) તા.૧૬-૧૧-૧૮૮૪ના રોજ મોરબીથી વઢવાણ રેલવે નાંખવાનું શરૂ કરાવ્યુ અને તા.૧-૪-૧૮૮૬ના રોજ આ પાટા પર રેલવે શરૂ કરી આ સિવાય પણ રેલવે લાઈનો તેમણે નાંખી હતી. (૬) તા.૨૦-૩-૧૮૮૮ના રોજ બજારનો મોટો દરવાજો અને તેને વુડ હાઉસ ગેટ નામ આપવાનું નક્કી કરી પાયો નાંખ્યો. (૭) મચ્છુ નદી ઉપર ઝુલતો પુલ બનાવ્યો અને પોતાની માણી નામની રખાતની યાદમાં ઈ.સ.૧૯૦૩માં માણી મંદિર બાંધવાની શરૂઆત કરી અને રૂા.૩૦ લાખ ખર્ચ્યા છતાં તે અધુરૂ રહ્યુ અને વાઘજી ઠાકોર ગુજરી ગયા. (૮) તેઓ સૌરાષ્ટ્રમાં નીચેની વસ્તુ પ્રથમ લાવનાર અને શરૂ કરનાર હતા. વિમાન, ફોર્ડ મોટર, લાઈટ, ટેલિફોન, આર્યસુબોધ નાટક કંપની. આ સિવાય પણ ઘણા બધા સુધારાઓ તેમણે કર્યા. તેઓ દયાળુ શાસક હતા તેમણે ઈ.સ.૧૮૭૭ના દુષ્કાળમાં ૨૧ દિવસ ૩૦૦૦ માણસોને જમાડ્યા હતા અને ૧૮૭૯ના દુષ્કાળમાં રાહતકામો ખોલ્યા હતા. તેઓ ચારણો, સાહિત્યકારોને ઉત્તેજન આપનારા હતા. સ્વભાવે સારા અને સાદા અને ખુશામતથી દૂર રહેનારા હતા. તેમને અંગ્રેજ સરકારે કે.સી.આઈ.ઈ. અને જી.સી.આઈ.ઈ.ના ઈલ્કાબો આપ્યા હતા. આ પ્રજા વત્સલ રાજવીને નામે આજે પણ મોરબીમાં વાઘપરા છે અને પ્રજાજનોએ પોતાના ખર્ચે એક આરસનું બાવલુ મૂક્યું છે. આજે પણ લોકો પોતાના દુઃખ બાબતે સ્મરણ કરીને કે માનતા માનીને એ બાવલાને હજુ નાળિયેર વધેરતા જોવા મળે છે. તેઓ સારા રાજવી નિવડ્યા પાછળનું કારણ તેમનુ બાળપણનુ શિક્ષણ, પ્રવાસ અને પોતાની દિર્ઘદ્રષ્ટિ તેમાં ભળતા મોરબીની પ્રજાને ઈશ્વર જેવા અને સગવડતાઓ આપવામાં જીન જેવા શાસક મળી ગયા.તેઓ તા.૧૧.૬.૧૯૨૨ના રોજ અવસાન પામ્યા હતા.



## ૨૮.મહારાજા લખધીરજી જાડેજા - મોરબી

મોરબીના ૧૦ શાસક વાઘજી ઠાકોર બીજાનું અવસાન થતા લખધીરજી ઉર્ફે જીલુભા મોરબીના શાસક બન્યા હતા. તેઓનો જન્મ તા.૨૬-૧૨-૧૮૭૬ના રોજ થયો હતો અને તેમણે ઈંગ્લેન્ડમાં શિક્ષણ મેળવ્યુ હતું. તેઓ જૂન, ૧૯૨૨માં ગાદીએ બેઠા હતા. તેઓને ત્રણ રાણીઓ હતા. (૧) રાજપીપળાના કુંવરી નંદકુંવરબા (૨) દેવગઢ બારિયાના કુંવરી (૩) રાણીગામ (દાઠા)ના સરવૈયાના કુંવરી. તેઓને તા.૪-૭-૧૯૨૬ના રોજ વડી સરકાર તરફથી મોરબી સંસ્થાનનો વંશ પરંપરાગત મહારાજાનો ઈલ્કાબ મળ્યો હતો. બ્રિટીશ સરકારે તેઓને તા.૧-૧-૧૯૩૦ના રોજ કે.સી.એસ.આઈ.નો અને તા.૮-૬-૧૯૩૯ના રોજ જી.બી.ઈ.(નાઈટ ગ્રાન્ડ ક્રોસ ઓફ ધી બ્રિટીશ એમ્પાયર)નામનો ઈલ્કાબ મળ્યો હતો. જ્યારે ઈ.સ.૧૯૪૨માં બનારસ હિન્દુ યુનિવર્સિટીએ તેઓને ડોક્ટર ઓફ લોઝની માનદ પદવી આપી હતી.

લખધીરજી ભાણેલા ગણેલા વિદ્ધાન હોવાથી તેમણે પિતાના પ્રગતિશીલ કાર્યોને આગળ ધપાવી પ્રજાના હ્રદયમાં લાડીલા લખધીર તરીકે સ્થાન પામ્યા હતા. તેઓ ગાદીએ બેઠા ત્યારે ખેડૂતોની વિઘોટી માફ કરી હતી. તથા કારીગર ઉપરનો કર તથા બારી બારણા ઉપરની લાગત કાઢી નાંખવામાં આવી હતી. ઈ.સ.૧૯૨૨થી મફત કેળવણીનું ધોરણ દાખલ કર્યુ હતું. તેઓએ શિક્ષણના વિકાસ માટે સ્વતંત્ર કન્યા શાળાઓ સ્થાપી, હરિજનો માટે બે શાળાઓ શરૂ કરી. આ ઉપરાંત બાજીરાજબા અનાથાશ્રમને દાન આપ્યુ હતું. ઈ.સ.૧૯૩૮માં ટેકનિકલ ઈન્સ્ટીટ્યુટ સ્થાપવા જેમણે રૂા.૭ લાખનું દાન કર્યુ હતું. જે સંસ્થા આગળ જતા લખધીરજી એન્જિનિયરીંગ કોલેજ નામે ઓળખાણી. તેઓએ સર વાઘજી હોસ્પિટલ, નંદકુંવરબા ઝનાના હોસ્પિટલ, ટંકારામાં હોસ્પિટલ, મહારાણી નંદકુંવરબા ધર્મશાળા શરૂ કરી હતી. ૯ લાખના ખર્ચે એક બંદર વસાવી તેનુ નામ નવલખી બંદર પાડ્યુ. મોરબીમાં તેમણે સીમેન્ટ રોડ, વિલિંગ્ડન સેક્રટરીએટ અને અધુરા માણીમંદિરને પૂર્ણ કર્યુ. લોઈડ ગેટ વગેરે જેવા સુવિધા વધારનારા કાર્યો તેમણે કર્યા હતા. તેઓએ વાહનવ્યવહાર અને સંદેશાવ્યવહારની સગવડતા વધારી હતી. તેમણે થાન-ચોટીલા, સનાળા-ખાનપર, જેતપુર-ખાખરેચી, ખાખરેચી-ઘાંટીલા વગેરે રૂટની રેલવે શરૂ કરાવી અને મોરબી નવલખી રેલવેને નેરોગેજમાંથી મીટરગેજમાં ફેરવી હતી.

તેઓના રાજ્યમાં આવકવેરો, ઘરવેરો કે ચુલાવેરો હતો નહીં. મર્કન્ટાઈલ બેંક ઈ.સ.૧૯૨૭માં ખોલી જેમાંથી ખેડૂતોને ૬ ટકાના ધોરણે લોન મળતી હતી. તેઓએ ગૌવધ ઉપર પ્રતિબંધ મુક્યો હતો. તેઓના સમયમાં મોરબીમાં અનેક કારખાનાઓ સ્થપાણા હતા. તેમણે ખેડૂતો તરફ ઉદાર દ્રષ્ટિ રાખી ત્રણ વખત મહેસૂલ માફ કરીને રાહત આપી હતી. મોરબીમાં ખેડૂત વિદ્યાર્થીઓ માટેના છાત્રાલયને રૂા.૧ લાખની મોટી રકમનું દાન આપ્યુ હતું. ઈ.સ.૧૯૨૪માં રૂા.૨૫ લાખનું દુષ્કાળ નિવારણ ફંડ ઉભુ કર્યુ હતું. તેઓએ મોરબીને સ્વચ્છ, સુંદર બનાવવા ભગીરથ પ્રયાસો કર્યા અને તેઓના કાળમાં જાહેર માર્ગ ઉપર વીજળીની સુવિધા પૂરી પાડવામાં આવી હતી. તેઓએ ઈ.સ.૧૯૪૭માં મોરબી રાજ્યને ભારતસંઘમાં વિલીન કરતા પૂર્વે રાજા પદેથી નિવૃત્ત થઈ તેમના પાટવી પુત્ર મહેન્દ્રસિંહજીને ગાદીએ બેસાડ્યા હતા. તેથી મહેન્દ્રસિંહજીએ ભારત સાથે મોરબી રાજ્યનું જોડાણ કર્યુ હતું. સાથે સાથે અન્ય દેશી રજવાડાઓના પ્રમાણમાં મોરબી રાજ્યે ઘણી મોટી રકમ જમા કરાવી હતી.તેમને ૮લાખનું વાર્ષિક સાલિયાણુ મળતુ હતું.



# ૨૯. મહારાણા વખતસિંહજી ઝાલા - સાયલા

સાયલાના સાતમા શાસક વખતસિંહજી બન્યા, તેમનુ મૂળ નામ પ્રતાપસિંહજી હતું. તેઓનો જન્મ તા.૧૦-૭-૧૮૪૫ના રોજ થયો હતો. તેઓએ રાજકુમાર કોલેજમાં અભ્યાસ કર્યો હતો. એમના સમય દરમ્યાન સૌરાષ્ટ્ર આખુ રસ્તા, રેલવે, મકાનો અને સુધારાના ક્ષેત્રે નવા રૂપરંગ ધારણ કરી રહ્યું હતું. આ અસર વખતસિંહજી ઉપર પણ થઈ અને તેમણે ઘણા વિકાસના કાર્યો કર્યા. તેઓએ દરબારગઢ સામે કન્યા શાળા બંધાવી, પબ્લીક ગાર્ડન, દરબારગઢમાં કચેરી, ચેરીટેબલ ડીસ્પેન્સરી અને પોતાના ગામો ચોરવીરા અને સરામાં રાજ્યના ઉતારા માટેના બંગલાઓ બંધાવ્યા હતા. આ ઉપરાંત જીનીંગપ્રેસીંગ ફેક્ટરી, પાવર હાઉસ, ખોડીયાર મંદિર, ગોરડિયા હનુમાન અને કાશીવિશ્વનાથનું મંદિર બંધાવ્યુ. આ મંદિરનું ગર્ભગૃહનુ તોરણ છીપ કામથી સુશોભિત છે. આ સિવાય મંદિરમાં ફરતી બાજુ સીદીસૈયદની જાળીની યાદ અપાવે તેવી આરસની સુંદર કોતરણીવાળી જાળીઓ છે, જેમાં ઘણા બધા દેવોને કંડારવામાં આવ્યા છે,આ સિવાય એક જાળીમાં એસ.કે.વી.એમ એક જ અક્ષરોથી જુદા જુદા વળાંકોથી બતાવેલ છે. કાશીવિશ્વનાથના આ મંદિરે પોતે દરરોજ દર્શને પધારતા હતા. આ મહારાણાના સમયમાં જ સાયલા જોરાવરનગર રેલવે લાઈનનું કામ શરૂ થયું હતું તેઓના કાળમાં સોમવારિયા પેંડા બનાવવાની કંદોઈએ શરૂઆત કરી હતી જે ખૂબ જ પ્રખ્યાત થયા છે.

મહારાણા વખતસિંહજીએ રાજ્યને અને ઝાલાવંશને બે ફાયદાકારક સમાધાનો કર્યા. ઈ.સ.૧૮૮૧માં ધાંગધ્રા રાજસાહેબ સાથે ચિત્રોડી અને નારીચાણા ગામની જમાબંધી બાબતે સમાધાન કર્યુ. વઢવાણ રાજ્ય સાથે અપૈયો હતો તે સમાધાન કરી દૂર કર્યો. તેઓ સમયના ખૂબ જ પાબંધ હતા એક વખત સાયલામાં પોલીટીકલ એજન્ટ ડેવીસ આવવાના હતા. પણ તેને મોડુ થતા તેમણે પાટવી કુંવર મદારસિંહજીને આવકારવા મોકલ્યા હતા અને પોતે પાછા વળી ગયા પછી ડેવીસે પણ મોડુ થવા બદલ દીલગીરી વ્યક્ત કરી હતી. તેઓને તા.૩ જૂન, ૧૯૧૩ના રોજ બ્રિટીશ સરકાર તરફથી સી.એસ.આઈ.નો ઈલ્કાબ મળ્યો હતો.સાયલા રાજ્યનો વિકાસ કરવા માટે તેઓએ ઘણા પગલાઓ લીધા હતા. જેમાં રેવન્યુ ખાતામાં અનેક સુધારાઓ કરાવ્યા હતા. તેઓને ઘોડેસવારીનો શોખ હતો. જ્યારે રાજકોટમાં ઘોડાદોડની હરિફાઈ થઈ હતી ત્યારે સાયલાના ઘોડા શ્યામરતન, હેકટર ટવાઈ લાઈટ, મહિદાર, સ્ટાર લાઈટ, મજમા નામના ઘોડાઓને દોડમાં ઈનામો મળ્યા હતા. તેઓને છ પુત્રો હતા. (૧) મદારસિંહજી (૨) કલ્યાણસિંહજી (૩) મેરૂભા (૪) દેવુભા (૫) વજુભા ઉર્ફે સરદારસિંહ (૬) મનુભા. આ બધા કુંવરોને વઢવાણની ગિરાસિયા કોલેજમાં ભણાવ્યા હતા અને આગળ જતા તેઓ સારા હોદાઓએ ગોઠવાયા હતા. દા.ત.મેરૂભા જામજસાજીના એ.ડી.સી. વજુભા રાજકુમાર કોલેજમાં વિંગમાસ્ટર, ભાવસિંહ અને દેવીસિંહ પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ. વખતસિંહજીએ કુમારો વચ્ચે કોઈ તકરાર ન થાય તે માટે તેમણે હાથે કુમારોને ગરાસ વહેંચી દીધો હતો. તેઓના સમય દરમ્યાન સાયલા રાજ્ય ત્રીજા વર્ગમાંથી બીજા વર્ગમાં મૂકાયુ હતું. તેઓ તા.૨૫-૧-૧૯૨૪ના રોજ અવસાન પામતા તેમની છતરડી બસ સ્ટેશન પાછળની અન્ય રાજાઓની છતરડી સાથે ઉભી કરવામાં આવી છે.



# ૩૦. મહારાણા મદારસિંહજી બીજા - સાયલા

સાયલાના સાતમા રાજવી વખતસિંહજીનું અવસાન થયા પછી તેમના પુત્ર મદારસિંહજી ગાદીએ આવ્યા હતા. જેઓ તા.૨૮-૫-૧૮૬૮ના રોજ જનમ્યા હતા અને તા.૨૫-૧-૧૯૨૪ના રોજ ગાદીએ બેઠા હતા. તેઓએ રાજકોટની રાજકુમાર કોલેજમાં શિક્ષણ મેળવ્યુ હતું. તેમને સી.આઈ.ઈ.નો તા.૩-૬-૧૯૩૩ના રોજ ઈલ્કાબ મળ્યો હતો. તેઓને ગાયો, ભેંસો તથા ઘોડા પાળવાનો ખૂબ જ શોખ હતો. કાઠિયાવાડી ઘોડાની જાતોમાં સુધારા તથા બ્રિડીંગ કરાવતા. ઉપરાંત મારવાડી ઘોડા પણ પોતાની અશ્વશાળામાં રાખ્યા હતા તથા તેમની જાતો સુધારી હતી. રૂપકોટ, મજમી, વાયુકુમાર, પેગુ, સ્ટારલાઈટ, મુનલાઈટ, શ્યામસુંદર, સુકુમાર વગેરે નામના તેમના પ્રખ્યાત ઘોડાઓ હતા. ગાયોની જાતમાં ગિરબ્રિડ તથા વઢિયારી અને કાંકરેજીનું બ્રિડીંગ કરાવતા હતા. ભેંસોમાં કુંઢી તથા સંઘાણ અને નવસુંદરીની જાતો હતી, તેમાં સુધારા કરાવ્યા હતા. દર સાતમ-આઠમે શ્રાવણ માસમાં કોઠી બંગલાના મેદાનમાં રમત-ગમત તથા હરિફાઈઓ ગોઠવતા. ઉપરાંત દર વર્ષે જીનના બંગલાના મેદાનમાં કેટલ શો અને હોર્સ શો યોજતા હતા. આ શો જોવા માટે કાઠિયાવાડના અનેક રાજાઓ, પોલીટીકલ એજન્ટો અને રેસિડેન્ટો મહેમાન બનતા હતા. ઈ.સ.૧૯૨૭માં સાયલા ટ્રામ-વે શરૂ કરવામાં આવી હતી.

મદારસિંહજી ઉદ્યમી, ખંતીલા અને મહેનતુ હતા. તેમના પિતાએ જે ટ્રામ-વે અને જીનીંગ ફેક્ટરી સ્થાપી હતી તેને તેમણે ખુલ્લી મૂકી હતી. આ સિવાય તેમણે રાજ્યમાં કેટલાક સુધારાઓ અને સગવડતાઓ કરી. સાયલા ગામની અંદર આવેલા માનસરોવરને પાળ બંધાવી હતી. આજના હાઈ-વે રોડની પાસે બેલ ગેસ્ટ હાઉસ ખોલી પોલીટીકલ એજન્ટ મિ.બેલના હાથે જ તેનુ ઉદ્‌ઘાટન કરાવ્યુ હતું. તેઓએ ખેડૂતો તરફ ધ્યાન આપી ખેતી બાબતે કેટલાક સુધારાઓ કરાવ્યા હતા. તળાવની જમીનો પણ ખેતી માટે વાપરવા દેવાનુ ઠરાવ્યુ. સાયલા રાજ્યને ઘાસના વીડ હોવાથી ખેડૂતો માટે ઘાસની પૂરેપૂરી સગવડતા કરાવી આપી હતી. આફતના સમયે ખેડૂતોને આર્થિક સહાય કરવામાં આવતી અને બળદોની સગવડ કરી આપતા હતા.

તેઓને યાત્રાનો ખૂબ જ શોખ હતો આથી તેઓ દર વર્ષે યાત્રાએ જતા હતા અને ધાર્મિક પ્રકૃતિના હોવાથી કાશીવિશ્વનાથના મંદિરમાં મહારૂદ્ર યજ્ઞ કરાવતા હતા. તેઓએ બેલ ગેસ્ટ હાઉસમાં કોઠી બંગલો, નવાગઢ, ડોળિયા અને ભીમેશ્વરની ટેકરી ઉપર બંગલાઓ તથા ગામડાઓમાં ઉતારાઓ બંધાવ્યા હતા. તેઓને ૧૨ રાણીઓ હતા. તેમને (૧) કરણસિંહજી (૨) કનકસિંહજી (૩) માનુભા (૪) દિપુભા એમ ચાર પુત્રો હતા.

સાયલાના આજના બસ સ્ટેશન પાસે સાયલાના ઝાલા રાજવીઓની કુલ ૧૮ છતરડીઓ ઉભી છે. દરેક છતરડીઓમાં શિલાલેખ જડેલા છે. જેમાં મહારાણા શેષમલજી પહેલાની છતરડીમાં લેખ છે કે, સંવત ૧૮૦૭માં ૨૪ વર્ષની ઉંમરે તેમણે કરપડા કાઠીઓ પાસેથી સાયલા જીતી રાજધાની સ્થાપી. આ છતરડીઓમાં મહારાણીઓની પણ છતરડી છે. મહારાણા મદારસિંહજી અવસાન પામતા તેમની છતરડી પણ અહીં ઉભી કરવામાં આવી છે. જેના શિલાલેખમાં લખ્યુ છે કે, તેઓ તા.૯-૪-૧૯૩૮ના રોજ અવસાન પામ્યા.



# ૩૧. મહારાણા કરણસિંહજી ઝાલા - સાયલા

સાયલા રાજ્યમાં ૪૩ ગામો હતા. જે ચાર મહાલોમાં વહેંચાયેલા હતા. જ્યારે સાયલા વખતસિંહજીના સમયમાં ત્રીજા વર્ગમાંથી બીજા વર્ગમાં મૂકાયુ હતું. જેનો વિસ્તાર ૨૨૨.૧ સ્કેવેર માઈલ હતો. સાયલાને પહેલા ૪૩ ગામ હતા પણ પછીથી ૪૫ ગામો થયા હતા. તેની અંદાજિત વાર્ષિક આવક રૂા.૨,૦૦,૦૦૦ અને રૂા.૧,૭૫,૦૦૦ની જાવક હતી. સાયલા રાજ્ય વાર્ષિક રૂા.૧,૫૦૦ બ્રિટીશ સરકારને અને રૂા.૫૧૦ જૂનાગઢને જોરતલબીના ભરતુ હતું.

મહારાણા કરણસિંહજીનો જન્મ તા.૧૧-૫-૧૮૯૧ના રોજ થયો હતો અને તા.૯-૪-૧૯૩૮ના રોજ તેઓ ગાદીએ બેઠા હતા. સાયલા રાજ્યની સ્થાપના શેષમલજી પહેલાએ ઈ.સ.૧૭૫૧માં કરી હતી. (૧) શેષમલજી પહેલા ઈ.સ.૧૭૫૧ થી ૧૭૯૪ (૨) કકોભાઈ ઉર્ફે વિકમાતજી ઈ.સ.૧૭૯૪ થી ઈ.સ.૧૮૧૩ (૩) મદારસિંહજી પહેલા ઈ.સ.૧૮૧૩ થી ૧૮૧૪ (૪) આતાભાઈ ઈ.સ.૧૮૧૪ થી ૧૮૩૭ (૫) બાવાજી ઉર્ફે શેષમલજી બીજા ઈ.સ.૧૮૩૭ થી ૧૮૩૯ (૬) કેસરીસિંહજી ઈ.સ.૧૮૩૯ થી ૧૮૮૧ (૭) વખતસિંહજી ઈ.સ.૧૮૮૧ થી ૧૯૨૪ (૮) મદારસિંહજી બીજા ઈ.સ.૧૯૨૪ થી ૧૯૩૮ (૯) કરણસિંહજી ઈ.સ.૧૯૩૮ થી ૧૯૪૮. આમ સાયલાના ઝાલા વંશના નવ રાજવીઓએ શાસન ચલાવ્યુ.

સાયલા ગામની વસ્તી નીચે મુજબની હતી. જે બતાવે છે કે, સાયલા દિનપ્રતિદિન નબળુ પડતુ રહ્યુ છે. ઈ.સ.૧૮૮૧માં ૬,૪૮૮, ઈ.સ.૧૮૯૧માં ૫,૬૫૦, ઈ.સ.૧૯૦૧માં ૫,૩૬૭, ઈ.સ.૧૯૧૧માં ૪,૯૨૧, ઈ.સ.૧૯૨૧માં ૪,૭૧૫, ઈ.સ.૧૯૩૧માં ૫,૨૩૦, ઈ.સ.૨૦૦૧માં સાયલાની વસતિ ૧૩,૧૮૫ની હતી.

સાયલા રાજ્યની વસ્તી નીચે મુજબની હતી. ઈ.સ.૧૮૮૧માં ૧૬,૯૯૩, ઈ.સ.૧૮૯૧માં ૧૫,૮૯૧, ઈ.સ.૧૯૦૧માં ૧૧,૬૬૧, ઈ.સ.૧૯૧૧માં ૧૨,૮૫૩, ઈ.સ.૧૯૨૧માં ૧૩,૩૫૧, ઈ.સ.૧૯૩૧માં ૧૫,૨૮૫ હતી.

મહારાણા કરણસિંહજી ઉતેલિયા અને વીરપુર પરણ્યા હતા. કરણસિંહજીને ત્રાણ પુત્રો હતા. (૧) સુરેન્દ્રસિંહજી (૨) ભોજરાજસિંહજી (૩) મહેન્દ્રપ્રતાપસિંહજી અને પાંચ કુંવરીઓ હતા. જેમના મોટા પુત્ર સુરેન્દ્રસિંહજી પાટવી કુમાર હતા. જ્યારે કુ.શ્રી ભોજરાજસિંહજીને ઢેઢુકી તથા સામતપરની સત્તર સાંતીની ગરાસમાં જમીન આપવામાં આવી હતી. જ્યારે કુ.શ્રી મહેન્દ્રપ્રતાપસિંહજી નાની ઉંમરમાં મૃત્યુ પામ્યા હતા, તેમના સ્મરણાર્થે સાયલા પેલેસમાં વેદમંદિર બંધાવવામાં આવ્યુ છે.

કરણસિંહજીએ રાજ્યમાં કેટલાક સુધારાઓ કરી સગવડતાઓ વધારી હતી. નવી જેલ બનાવી, સિનેમા થિયેટર બનાવ્યુ, ભાયાતોનું મોટુ લેણુ માફ કર્યુ, વેપારીના દેવાનું વ્યાજ માફ કર્યુ, સાયલા રાજ્યના તમામ મૂળ ગરાસિયાઓનું પણ લેણુ માફ કર્યુ, પોતે હાઈસ્કૂલ અને હોસ્પિટલ બંધાવી. પોતાના રાજ્યારોહણના દિવસે સ્પેશિયલ એરોપ્લેન ખરીદ્યુ હતું. તેઓએ સનાતન ધર્મમાંથી આર્યસમાજ ધર્મ સ્વીકાર્યો હતો. તેઓ ઈ.સ.૧૯૬૨માં અવસાન પામ્યા. તેઓની સાયલા બહાર અંતિમ વિધિ થઈ હોવાથી તેઓની છતરડી પછી સાયલામાં બનાવવામાં આવી નથી. સાયલાને વાર્ષિક રૂા.૬૨,૫૦૦નું સાલિયાણુ મળતુ હતું.



## ૩૨..ઠાકોરસા. દાજીરાજ ઝાલા-વઢવાણ

વઢવાણના દશમા શાસક રાયસિંહજીના અવસાન બાદ તેમના પૌત્ર દાજીરાજ વઢવાણની ગાદીએ બેઠા. એ ઝાલા વંશના રાજવી હતા. તેમનો જન્મ તા.૪-૧-૧૮૬૧ના રોજ થયો હતો. તેઓએ રાજકોટની રાજકુમાર કોલેજમાં શિક્ષણ મેળવ્યુ હતું અને ભારત અને યુરોપનો પ્રવાસ કર્યો હતો અને લંડનમાં મહારાણી વિકટોરિયાને બન્ને ભાઈઓ મળ્યા હતા.

વઢવાણ રાજયનીવસતિ ઈ.સ.૧૮૮૧માં ૪૨,૫૦૦. ઈ.સ.૧૮૯૧માં ૪૨,૪૩૮.ઈ.સ.૧૯૦૧માં ૩૪,૮૫૧. ઈ.સ.૧૯૧૧માં ૩૫,૮૩૧. ઈ.સ.૧૯૨૧માં ૩૭,૯૪૬. ઈ.સ.૧૯૩૧માં ૪૨:૬૦૨ હતી અને વઢવાણ શહેરની વસતિ ઈ.સ.૧૮૮૧માં ૧૬,૯૪૯. ઈ.સ.૧૮૯૧માં ૧૭,૪૪૦.ઈ.સ.૧૯૦૧માં ૧૬,૨૨૩. ઈ.સ.૧૯૧૧માં ૧૫,૫૪૩. ઈ.સ.૧૯૨૧માં ૧૬,૩૯૦. ઈ.સ.૧૯૩૧માં ૧૮,૨૬૯ની હતી.ઈ.સ.૨૦૦૧માં વઢવાણ શહેરની વસતિ ૧,૨૫,૧૭૬ની હતી.

તેઓના પિતાના અવસાન સમયે દાજીરાજ સગીર હોવાથી મેનેજમેન્ટ નિમાયું, પછી તે ગાદીએ તો ઈ.સ.૧૮૭૫માં બેઠા હતા પણ પૂર્ણ સત્તા ઈ.સ.૧૮૮૧માં સોંપવામાં આવીને તેમણે નીચે મુજબના કાર્યો કર્યા હતા. (૧) ચંદ્રવિલાસ પેલેસ અને પોલીસ લાઈનના મકાનો બંધાવ્યા (૨) હવા મહેલ બંધાવવો શરૂ કર્યો પરંતુ તેમના અચાનક અવસાનથી અને પછીથી આ મહેલને અપશુકનિયાળ ગણીને એ કોઈ વાંધાસર પુરો કોઈ રાજવીએ ન કર્યો તે આજે પણ અધુરો મહેલ ઉભો છે (૩) માઈ ગઢેચીને દશેરાના દિવસે પાડો ચડાવવાની જે રૂઢિગત પ્રણાલિકા હતી તે બંધ કરી (૪) દાજીરાજના કાળમાં વઢવાણમાં ઈ.સ.૧૮૮૦માં હજામોએ ભાવવધારા માટે હડતાલ પાડી તેનો ઉકેલ આપમેળે કરાવ્યો (૫) મોરબીના વાઘજી ઠાકોર બીજા અને દાજીરાજને રેલવે લાઈન બાબતે ઝઘડો થતા દાજીરાજે પોલીસ પાર્ટી મોકલી પોતાની હદમાંથી પાટા કઢાવી નાંખ્યા હતા અને ઝઘડો મોટો થયો. ઈ.સ.૧૮૭૯માં વઢવાણ ભાવનગર લાઈન બંધાતી હતી તેમાં રેલવેના યુરોપિયન  એન્જિનિયર બેકફોર્ડે કોઝવેના પાણી બાબતે વઢવાણ સાથે તકરાર કરી ત્યારે દાજીરાજે મચક ન આપી. આખરે ભોગાવાના રેલવેના લોખંડનો પુલ બાંધવા એક લાખનો ફાળો આપી ઉદારતા બતાવી હતી (૬) વઢવાણથી પૂર્વમાં આવેલ ગંદવડા તળાવને ઉંડુ કરાવી તેને દાજીસાગર નામ આપ્યુ હતું.

તેઓએ રાજ્યનું ન્યાય ખાતુ સુધાર્યુ અને કેળવણીને ઉત્તેજન આપ્યુ, જાહેર બાંધકામ ખાતુ સ્થાપ્યુ, શહેર સુધરાઈ ખાતાને મજબૂત બનાવ્યુ. તેઓ શિક્ષણ પાછળ વાર્ષિક રૂા.૪૫ હજારનો ખર્ચ કરતા હતા. ધર્માદા હોસ્પિટલ અને દવાખાનુ પણ ખોલાવ્યુ હતું. તા.૧-૧-૧૮૭૭ના રોજ મહારાણી વિકટોરિયાએ કૈસરે હિંદનો ઈલ્કાબ ધારણ કર્યો એની યાદગીરીમાં તેમને નવ તોપની સલામીનું માન અપાયુ હતું.દાજીરાજે વઢવાણમાં ખારવાની પોળ બહાર ચંદ્રવિલાસ બાગ સુધી દાજીપરૂ વસાવ્યુ હતું. દાજીરાજના કાળમાં વઢવાણમાં અને સૌરાષ્ટ્રમાં પ્રથમ રેલવેએ પગરણ કર્યા. દાજીરાજ હોંશિયાર અને માયાળુ રાજવી હતા. જેઓ પોતાની પ્રજાની યાદગીરી માટે આટલી છાપ મૂકતા ગયા છે. આ અલ્પજીવી રાજવીએ વઢવાણની પ્રજા માટે ઉંડી છાપ મૂકી છે, જે ભૂલાય તેવી નથી. દાજીરાજ તા.૫-૫-૧૮૮૫ને મંગળવારના રોજ અપુત્ર અવસાન પામ્યા.

# ૩૩..ઠાકોરસા. બાલસિંહજી ઝાલા - વઢવાણ

વઢવાણના દસમા શાસક રાયસિંહજીના અવસાન પછી દાજીરાજ ગાદીએ આવ્યા તેઓ ઝાલા વંશના હતા. બાલસિંહજીના પિતા ચંદ્રસિંહજી યુવરાજ પદે જ મૃત્યુ પામ્યા હતા. તેઓ તા.૨૮-૧-૧૮૬૩ના રોજ જનમ્યા હતા. તેમનુ બીજુ નામ કાળુભા હતું અને દાજીરાજના નાના ભાઈ હતા. આ બન્ને ભાઈઓ રાજકોટની રાજકુમાર કોલેજમાં ભણ્યા હતા અને ભારત અને યુરોપનો પ્રવાસ પણ કર્યો હતો. દાજીરાજનું ક્ષયરોગથી મૃત્યુ થવાથી બાલસિંહજી વઢવાણની ગાદીએ તા.૧૭-૫-૧૮૮૫ના રોજ બેઠા ત્યારે સંયુક્ત કારભાર ચાલતો હતો. પછી તા.૨૦-૧૧-૧૮૮૫ના રોજ બાલસિંહજીને પૂર્ણ સત્તા સોંપવામાં આવી તેણે ઘણા બધા સુધારાઓ કરાવ્યા હતા (૧) રાજ્યમાં ન્યાયધીશ કોર્ટ અને હજુર કોર્ટ સ્થાપી ન્યાય વ્યવસ્થામાં સુધારા કરી ઝડપી ન્યાય બનાવ્યો (૨) તા.૧૯-૧૧-૧૮૮૫ના રોજ વઢવાણમાં દાજીરાજ હાઈસ્કૂલનો પાયો નંખાવ્યો (૩) તા.૨૧-૧૧-૧૮૮૫ના રોજ દાજીરાજ વોટર વર્કસ ખુલ્લુ મૂકવામાં આવ્યુ અને ઘરે ઘરે નળ અપાવ્યા, ઈ.સ.૧૮૮૭માં સુધરાઈ ધારો પસાર કરી પ્રજાને વહીવટમાં સામેલ કરી હતી (૪) વઢવાણમાં શાક માર્કેટ ઉભી કરી અને ખેતીવાડીના ઉત્તેજન માટે પ્રયત્નો કર્યા અને તા.૧-૩-૧૮૮૬ના રોજ ખેતીવાડીનું એક પ્રદર્શન ભર્યુ, ખેડૂત બેંક સ્થાપી તેમાંથી ઓછા વ્યાજની લોન ખેડૂતોને આપી એ સિવાય બચત પ્રવૃતિને ઉત્તેજન આપ્યુ (૫) વઢવાણમાં પારસીઓને દોખમુ બાંધવા માટે મફત જમીન ઈ.સ.૧૮૮૭માં આપી અને પ્રજાજનો માટે ધર્મશાળા બાંધી (૬) તા.૯-૨-૧૮૮૯ના રોજ વઢવાણમાં લેડી રે કન્યા શાળા તથા બાલસિંહજી સ્ટેબલ ખુલ્લા મૂક્યા (૭) બાલચંદ્ર વિલાસ પેલેસ બગીચા સાથે બનાવ્યો (૮) તા.૨૩-૮-૧૮૮૮ના રોજ ઢોરનું એક મોટુ પ્રદર્શન ભર્યુ હતું. બાલસિંહજીએ આ વઢવાણને શોભાયમાન કરવાનું અને પ્રજાને સુખાકારી આપવા માટે જે કર્યુ તેની પાછળ પોતાના ભાઈ દાજીરાજનું સ્વપ્નુ હતું અને તેણે આદરેલા અધુરા કાર્યને પુરા કરવાનો પ્રયત્ન કર્યો હતો. બ્રાહ્મણોને જે જમીન અપાઈ હતી તેના ઉપર મહેસૂલ લેતા ન હતા પરંતુ ઈ.સ.૧૮૯૮માં તે જમીન ઉપર મહેસૂલ લેવાનુ શરૂ કરતા બ્રાહ્મણોએ સત્યાગ્રહ શરૂ કર્યો અને ત્રાગા કર્યા અને લોહી છાંટયુ. તે સત્યાગ્રહ છ માસ ચાલ્યો આખરે સમાધાન થયુ ( કોઈક પુસ્તકોમાં આ સત્યાગ્રહ ૬ વર્ષ ચાલ્યો તેમ લખ્યુ છે તે અતિશયોકિત છે.)તે પણ બાલસિંહજીના કાળમાં બન્યુ.

બાલસિંહજી સ્વભાવે નમ્ર, હસમુખા, સદગુણી અને સાદાઈથી રહેનારા ક્રિકેટના શોખીન રાજવી હતા. પોતે સારામાં સારું સારું અંગ્રેજી બોલી શકતા હતા અને યુરોપના પ્રવાસ વખતે ઈગ્લેન્ડની મહારાણી વિકટોરિયાને મળ્યા હતા ત્યારે તે બન્ને ભાઈઓની નમ્રતા અને સાદાયથી ખુશ થઈ હતી. બાલસિંહજી એ ઉદાર શાસક હતા અને ઘણા બધા દાન આપ્યા હતા. ન્યાય આપવા પણ પોતે બેસતા અને તેમનો ન્યાય વખણાતો હતો. બાલસિંહજીએ સાયલા સાથેનો અપૈયો ભાંગ્યો હતો. ગઢેચી માતાને જે પાડાનો ભોગ ચડાવાતો તે દાજીરાજે બંધ કરાવ્યો હતો પરંતુ બાલસિંહજી પાછો દશેરાના દિવસે પાડો અને અષ્ટમીને દિવસે બે ઘેટા ચડાવવાનું ચાલુ કર્યુ હતું. બાલસિંહજી સંવત ૧૯૬૬ વૈશાખ સુદ ૪ના રોજ મૃત્યુ પામ્યા, જેમની છતરડી વઢવાણના રાજ સ્મશાનમાં ઉભી છે.વઢવાણ રાજયને વાર્ષિક રૂા.૧,૪૨,૦૦૦નું સાલિયાણુ મળતુ હતું.



## ૩૪..ઠાકોરસા.માનસિંહજી ગોહિલ - પાલિતાણા

પાલિતાણાના ૨૩માં શાસક સૂરસિંહજીના અવસાન બાદ માનસિંહજી ગાદીએ આવ્યા. તેમનો જન્મ સંવત ૧૯૧૭ જેઠ સુદ-૭ના રોજ થયો હતો. તેમના અભ્યાસ બાબતે તેમના પિતાશ્રીએ બહુ લક્ષ્ય આપ્યુ ન હતું, ત્યારે તેઓએ સ્વપરિશ્રમથી ખાનગી રીતે ગુજરાતી, અંગ્રેજીના ખાસ શિક્ષકો રાખી અભ્યાસ કર્યો હતો. માનસિંહજી અને તેના નાના ભાઈ પિતાના વલણને હિસાબે રાજકુમાર કોલેજનો લાભ લઈ શક્યા ન હતા. તેઓને અશ્વોનો સારો એવો શોખ હતો. માનસિંહજીને પિતા સાથે વાંકુ પડી જતા સપ્ટેમ્બર ૧૮૮૪માં તેઓ પાલિતાણા છોડીને ચાલ્યા ગયા હતા. પછી તે લાંબો સમય તેમના મામાને ત્યાં વીરપુર(જલારામ) રહ્યા હતા. આજે વીરપુરમાં તેમની યાદગીરીરૂપ માનકેશ્વર નામનુ મહાદેવનું મોટુ મંદિર ઉભુ છે.

તેઓના પિતા સૂરસિંહજીએ માનસિંહજીના નાના ભાઈ સામતસિંહજીને ગાદી વારસ ઠરાવવાનો ઘણો પ્રયત્ન કર્યો હતો. સૂરસિંહજી તા.૨૫-૧૧-૧૮૮૫ના રોજ પૂના પાસે હવેલી તાલુકાના શિવારપુર ગામે મૃત્યુ પામ્યા, તેમનો અગ્નિસંસ્કાર પૂના ખાતે કરવામાં આવ્યો હતો. આ સમયે માનસિંહજી તાત્કાલિક વીરપુરથી પાલિતાણા આવી પહોંચ્યા ત્યારે સત્યનો જય થયો અને પોતે જ ગાદીના સાચા વારસ ઠર્યા અને તા.૭-૧૨-૧૮૮૫ના રોજ પોલીટિકલ એજન્ટ કર્નલ નટે તેમને રાજગાદીએ બેસાડ્યા હતા. તેઓએ જૈનો અને પાલિતાણા રાજ્યની વચ્ચે જે ઝઘડો ચાલતો હતો તે તેમણે પતાવ્યો હતો. તા.૮-૩-૧૮૮૬ના રોજ તેમણે પાલિતાણામાં કર્નલ વોટસનના હાથે કન્યા શાળા ખોલી હતી. તેઓએ મુંબઈ પ્રવાસ કર્યો ત્યારે જૈન શ્રાવકોએ તેમને તેમનો ઝઘડો પતાવવા બદલ સુંદર માનપત્ર આપ્યુ હતું.

મહારાણી વિક્ટોરિયાના શાસનને ૫૦ વર્ષ પૂર્ણ થતા તે ઉત્સવ પાલિતાણામાં પણ તેઓએ ઉજવ્યો હતો અને તેમણે ‘‘ધી વિક્ટોરિયા પબ્લીક પાર્ક’’ માનસિંહજી કન્યા શાળા અને જ્યુબિલી ઈંગ્લીસ સ્કૂલ બાંધવાનો ઠરાવ કર્યો હતો. તેમને ત્યાં તા.૨૧-૪-૧૮૮૮ના રોજ પુત્ર જન્મતા ગારિયાધારમાં નવી નિશાળનું મકાન અને એક ઔષધાલય બાંધવાનું જાહેર કર્યુ હતું. તેઓના દીવાન તરીકે નારાયણરાવ ખારકર અને ઈડરના દીવાન ચુનીલાલ સારાભાઈએ પણ કામ કયુ હતું. રાજકોટના વોટસન મ્યુઝિયમના ફંડમાં તેમણે રૂા.૧૦૦૦ આપ્યા હતા. સુરતના અગ્નિ હોનારત સમયે ત્યાં પણ રૂા.૧૦૦૦ની રકમ દાનમાં આપી હતી. આ સિવાય પણ ઘણા જાહેર ફંડોમાં દાન કર્યા હતા. તેઓએ થોડાક રસ્તાઓ, જળાશયો, નિશાળો બંધાવી હતી. તેઓને પાલિતાણા શિહોર વચ્ચે રેલવે લાઈન નાંખવાની ઈચ્છા હોવાથી તેમણે તે સર્વે કરાવ્યો પણ ત્યારે અમુક વાંધાસર તે કામ થઈ શક્યુ ન હતું. પોતે ન્યાય તરફ ખાસ ધ્યાન આપતા અને અપીલો પોતે જ નિષ્પક્ષપાતથી સાંભળી તેનો ચુકાદો આપતા હતા. તેઓ સ્વભાવે શાંત, નમ્ર, માયાળુ, દયાળુ અને સત્યવાદી હતા, સાથે સાથે સાદા અને મિલનસાર પણ હતા. તેઓ ૩૦૫ ચોરસ માઈલ વિસ્તાર અને ૧૦૦ ગામના રાજવી હતા. જેમની વાર્ષિક આવક આશરે રૂા.૫ લાખની હતી. તેઓને તા.૧૦ ડિસેમ્બર ૧૮૯૬માં કે.સી.એસ.આઈ.નો બ્રિટીશ સરકારે ઈલ્કાબ આપ્યો હતો.પાલિતાણા શહેરની વસતિ ઈ.સ.૧૮૮૧માં ૭,૬૫૯. ઈ.સ.૧૮૯૧માં ૧૦,૪૪૨.ઈ.સ.૧૯૦૧માં ૧૨,૮૦૦. ઈ.સ.૧૯૧૧માં ૧૩,૪૪૫ ઈ.સ.૧૯૨૧માં ૧૨,૮૯૦. ઈ.સ.૧૯૩૧માં ૧૩,૩૪૩.જ્યારે ઈ.સ.૨૦૦૧માં પાલિતાણા શહેરની વસતિ ૫૧,૯૪૪ની હતી. તેઓનું તા.૨૯-૮-૧૯૦૫ના રોજ અવસાન થયુ હતું.



## ૩૫..ઠાકોરસા.બહાદૂરસિંહજી ગોહિલ - પાલીતાણા

પાલીતાણાના ચોવીસમાં શાસક માનસિંહજીનું અવસાન થતા બહાદૂરસિંહજી પાંચ વર્ષની વયે ગાદીએ બેઠા. તેઓનો જન્મ તા.૩-૪-૧૯૦૦ના રોજ થયો હતો. ગાદીએ બેઠા ત્યારે તેમની સગીર ઉંમર હોવાને કારણે ઈ.સ.૧૯૦૫ થી ૧૯૧૯ સુધી અંગ્રેજોએ પાલીતાણાનો વહીવટ ચલાવ્યો હતો. તેમને તા.૨૭-૧૧-૧૯૧૯ના રોજ પૂર્ણ સત્તા સોંપવામાં આવી હતી. જોકે એડમિનિસ્ટ્રેશનના સમયગાળા દરમ્યાન રાજ્યએ સારી એવી પ્રગતિ કરી હતી.

બહાદૂરસિંહજી રાજકોટની રાજકુમાર કોલેજ અને ઈંગ્લેન્ડની શ્રેવ્સબરી શાળામાં શિક્ષાણ મેળવ્યુ હોવાથી ઉદાર અને પ્રગતિશીલ અને આધુનિક વિચારોવાળા રાજવી બન્યા હતા. બહાદૂરસિંહજી રમત-ગમત, નાટકના શોખીન હતા. તેઓએ ગાદીએ બેસીને રાજ્યને મહાલોમાં વહેંચી નાંખીને ત્યાં મહાલકારીઓ નીમી દીધા.

પાલીતાણામાં તેમના કાળમાં શહેરને સ્વચ્છ રાખવા માટે ખાસ નિયમો બનાવ્યા હતા. જાહેર રસ્તા ઉપર ગંદકી કરનારનો દંડ કરવામાં આવતો. પાલીતાણામાં ક્યાંય હોટલ કરી શકાતી નહીં .વઢવાણના જોરાવરસિંહજીએ પણ ઈ.સ.૧૯૨૬થી વઢવાણમાં ચાની હોટલ ઉપર પ્રતિબંધ મૂકયો હતો. તેઓએ પ્રજાની સુવિધા માટે નીચે મુજબના અનેક કાર્યો કર્યા હતા.

(૧) પ્રાથમિક અને માધ્યમિક શિક્ષાણ મફત આપવાની જોગવાઈ કરી. (૨) બહારના વિદ્યાર્થીઓ માટે પાલીતાણામાં રહેવા માટે સાર્વજનિક વિદ્યાર્થી આશ્રમ સ્થાપ્યો જેમાં રહેવા - જમવાની મફત સગવડ આપવામાં આવતી હતી. (૩) વિદ્યાર્થીઓને દેશ-પરદેશમાં અભ્યાસ કરવા જવા સ્કોલરશીપો આપી હતી. (૪) તેઓ ખેડૂતોને ખાસ ચાહતા હતા, ખેડૂતોને પશુ, બિયારણ અને કૂવાઓ માટે રાજ્ય મદદ આપતુ હતું. જ્યારે કંબોડિયા જાતના કપાસનું વાવેતર કરવા ભલામણ કરવામાં આવી હતી. પણ તે સફળ ન થતા મઠિયા જાતના કપાસના વાવેતરને ઉત્તેજન આપ્યુ હતું. (૫) જ્યારે પોતે સત્તા હાથમાં લીધાને ૨૫ વર્ષ પૂર્ણ થયા ત્યારે ઈ.સ.૧૯૪૪માં શાસનની રજત જયંતિ ધામધૂમ પૂર્વક ઉજવી ત્યારે ખેડૂતોનું રૂા.૧ લાખનું કરજ માફ કરી દીધુ, ઉપરાંત દાઢીવેરો તથા ઉભડવેરાને પણ કાઢી નાંખ્યો હતો. (૬) ખારી નદી ઉપર રૂા.૨ લાખના ખર્ચે પુલ બાંધ્યો હતો. (૭) પાલીતાણા અને ગારીયાધારમાં ટેલિફોન એક્ષચેન્જ સ્થાપી સંદેશા વ્યવહારની સગવડતા વધારી હતી. (૮) પ્રજાને વધુ સારી સુવિધા મળે તે માટે શહેર સુધરાઈની પણ રચના કરી પણ તે અધિકારી સંચાલિત હતી. એવી જ એક પ્રજાપ્રતિનિધિ સભા પણ સ્થાપવામાં આવી હતી. (૯) પાલીતાણાની પ્રજાને ‘‘દરબારી બેંક’’ની સુવિધા પુરી પાડી હતી.તેઓએ તા.૧૨-૧૨-૧૯૧૧ના રોજ દિલ્હી દરબારમાં હાજરી આપી હતી. તેઓ તા.૨-૧૨-૧૯૧૯ના રોજ ગોંડલના યુવરાજશ્રી (એ સમયે યુવરાજ) ભોજરાજજીના કુંવરી સીતાબા સાથે પરણ્યા હતા.દરેક રજવાડાઓની જેમ જ તેઓએ અંગ્રેજ સરકારને પ્રથમ વિશ્વયુદ્ધમાં મદદ કરી હતી. તેથી તેમને ઈ.સ.૧૯૩૦માં કે.સી.આઈ.ઈ.નો ઈલ્કાબ આપવામાં આવ્યો હતો. પાલિતાણા રાજ્યનીવસતિ ઈ.સ.૧૮૮૧માં ૪૯,૨૭૧. ઈ.સ.૧૮૯૧માં ૬૦,૮૪૮.ઈ.સ.૧૯૦૧માં ૫૨,૮૫૮. ઈ.સ.૧૯૧૧માં ૬૦,૬૬૦ ઈ.સ.૧૯૨૧માં ૫૭,૯૨૯. ઈ.સ.૧૯૩૧માં ૬૨,૧૫૦ હતી તેઓ ઈ.સ.૧૯૬૫માં મૃત્યુ પામ્યા ત્યારે તેમને વાર્ષિક રૂા.૧.૮૦ લાખનું સાલિયાણુ મળતુ હતું.



# ૩૬..ઠાકોરસા. સૂરસિંહજી ગોહિલ - લાઠી

તેઓ લાઠીના રાજવી લાખાજીના પૌત્ર અને તખ્તસિંહના પુત્ર હતા. તખ્તસિંહજીને દાજીરાજ ઉર્ફે અમરસિંહ નામના એક ભાઈ પણ હતા. સૂરસિંહજીનો જન્મ તા.૨૬-૧-૧૮૭૪ના રોજ થયો હતો અને તેઓ ગુજરાતી સાહિત્ય જગતમાં ''કલાપી''ના ઉપનામથી ઓળખાતા હતા. તેમણે રાજકોટની રાજકુમાર કોલેજમાં શિક્ષણ મેળવ્યુ હતુ, ત્યાં તેને હડાળા દ.શ્રી વાજસુરવાળાની મિત્રતા બંધાઈ હતી. નાનપણમાં પિતા અને માતા અવસાન પામતા કલાપીને જબરો આઘાત લાગ્યો હતો,ત્યારે તેમના જાની માસ્તરે ખૂબ જ પ્રયત્નો કર્યા અને તેઓ સાહિત્ય તરફ વળ્યા. તે પછી તો ૧૫ વર્ષની વયે જ કલાપીના લગ્ન કચ્છના રોહા રાજ્યના અને કોટડા સાંગાણીના એમ બે કુંવરીઓ સાથે થયા હતા. જેમાં રોહાવાળાનું નામ રાજબા (રમા) અને કોટડાવાળા રાણીનું નામ આનંદીબા હતું. શરૂઆતમાં કલાપી આ રાજરાણીઓ સાથે ખૂબ જ ગુંચવાયેલા રહેલા અને ત્યારથી જ કાવ્યની રચનાઓ કરવા માંડ્યા. લાઠી રાજ્યનીવસતિ ઈ.સ.૧૮૮૧માં ૬,૮૦૪. ઈ.સ.૧૮૯૧માં ૮,૩૨૦.ઈ.સ.૧૯૦૧માં ૮,૮૩૧. ઈ.સ.૧૯૧૧માં ૯,૨૩૯. ઈ.સ.૧૯૨૧માં ૮,૩૩૪. ઈ.સ.૧૯૩૧માં ૯,૪૦૪ હતી.લાઠી શહેરની વસતિ ઈ.સ.૧૮૯૧માં ૫,૨૩૬.ઈ.સ.૧૯૦૧માં ૫,૯૯૭. ઈ.સ.૧૯૧૧માં ૬,૦૧૭. ઈ.સ.૧૯૨૧માં ૫,૨૮૧. ઈ.સ.૧૯૩૧માં ૬,૦૯૬ની હતી.ઈ.સ.૨૦૦૧માં લાઠી શહેરની વસતિ ૨૦,૯૬૬ની હતી.

અન્ય રાજવીઓની જેમ કલાપીએ પણ ઘણા પ્રવાસો કર્યા હતા, તેમાં તેનો કાશ્મીરનો પ્રવાસ નોંધપાત્ર છે. આ પ્રવાસમાંથી જ જાણે કે તેઓ સૌંદર્યપ્રેમી બની ગયા. આ બધુ જોઈ કલાપીને તો રાજવૈભવ અને ગાદી પણ તુચ્છ જેવા લાગ્યા અને ગાદીનો મોહ પણ રહ્યો ન હતો. પોતે રાજા બનવા ઈચ્છતા નથી તેવુ પણ કહેવા લાગ્યા હતા. આ બધા અસંમજસ વાળા કાળમાં કલાપીને મણિલાલ દ્વિવેદી તરફથી માર્ગદર્શન અને દોસ્તી મળ્યા તેથી કલાપી તેને ગુરૂ માનવા લાગ્યા. આખરે તા.૨૧-૧-૧૮૯૫ના રોજ કલાપીએ લાઠીની રાજગાદીની સંપૂર્ણ રાજસત્તા સંભાળી એ પછી રમાબા સાથે આવેલ દાસી મોંઘી ઉર્ફે શોભના સાથે ધીરે ધીરે પ્રેમ સંબંધ બંધાયો અને તેને પોતાની હ્રદયસામ્રાજ્ઞી માનવા લાગ્યા. (કલાપીના અવસાન પછી શોભના ખૂબ જ લાઠીમાં જાજો સમય જીવીત રહી હતી અને તેણે ગુજરાતી સાહિત્ય પરિષદના સંમેલનમાં કલાપી સાથેના સંસ્મરણો રજૂ કર્યા હતા.) આ પછી તો કલાપીએ અનેક મુશ્કેલીઓ ભોગવી અને તે દરમ્યાન અસંખ્ય કાવ્યો રચ્યા. તેમાંના મોટા ભાગના પ્રણયને લગતા છે. કલાપી દરબારગઢ બહાર લીલા બંગલામાં જાજો સમય વિતાવતા અને ત્યાં સાહિત્યકારોનો દરબાર ભરતા અને તેનું સન્માન કરતા હતા. તે લીલો બંગલો પણ હવે મહેલની સાથે પાડીને જમીનદોસ્ત કરી નંખાયો છે. જ્યાં આજે કલાપીપાર્ક નામની સોસાયટી બની ગઈ છે. આ લીલા બંગલામાં જ મોંઘી સાથે લગ્ન કર્યા હતા. જ્યારે અમરવિલાસ પેલેસમાં તેઓ સવારે લેખન કરતા હતા. કલાપીના પ્રથમ ફરજંદ કુંવરી હતા તે રાજકોટ લાખાજીરાજને પરણાવ્યા હતા. આવા કુદરત પ્રેમી, પ્રજાપ્રેમી ઋજુ રાજવીની તા. ૯-૬-૧૯૦૦ના રોજ ૨૬ વર્ષની ભરયુવાનીએ લાઠીમાં અવસાન થયું. આ રાજવીના સ્મરણને યાદ રાખતી લાઠીના રાજસ્મશાનમાં તેમની છતરડી આવેલ છે. કલાપીના મહત્ત્વના કાવ્યો ''કલાપીના કેકારવ''નામે ગ્રંથમાં પ્રગટ થયા છે. આ સિવાય કલાપીના ૬૦૦ જેટલા પત્રો પણ છે, જેમાંથી તેમની મનસ્થિતિનો ખ્યાલ આવે છે.



# ૩૭..ઠાકોરસા.પ્રહલાદસિંહજી ગોહિલ - લાઠી

લાઠી રાજ્ય એ ભલે નાનુ રાજ્ય હતું પરંતુ સંબંધોમાં અને નામના ક્ષેત્રે અન્ય રાજ્યો સાથે સારી રીતે જોડાયેલુ હતું. લાઠીની સાથે દેદો(દેદમલ) કલાપી, ધૈર્યચંદ્ર બુદ્ધ, રણછોડદાસ, કુ.શ્રી મંગલસિંહજી, વજુભાઈ ભગત અને કાંતિ મડિયાની સ્મૃતિઓ જોડાયેલી છે.

લાઠીએ ગોહિલોના તાબાનું ચોથા વર્ગનું રાજ્ય હતું. લાઠી રાજ્યના સ્થાપક સેજકજીના પુત્ર સારંગજી હતા. લાઠી રાજ્યનો એરિયા ૪૮.૮ સ્કેવેર માઈલનો હતો તેના ત્રણ મહાલો હતા (૧) લાઠી (૨) ભૂરખિયા (૩) વાળુકડ. ઈ.સ.૧૯૩૪-૩૫માં જેની વાર્ષિક આવક ૧,૮૬,૩૮૭ અને રૂા.૧,૪૦,૨૧૬નો ખર્ચ હતો. સારંગજીએ અર્થીલા ચોવીસી મેળવી હતી. સારંગજીના બહેન વાલમકુંવરબાના લગ્ન જૂનાગઢના રા,ખેંગાર વેરે કરવામાં આવ્યા હતા. સારંગજીના પૌત્ર નોંધાણજીએ બાહુબળથી લાઠી પ્રાપ્ત કર્યુ હતું.

પ્રહલાદસિંહજીનો જન્મ તા.૩૧-૩-૧૯૧૨ના રોજ થયો હતો અને તા.૧૪-૧૦-૧૯૧૮ના રોજ તેઓ ગાદીએ બેઠા હતા. તેઓએ રાજકોટની રાજકુમાર કોલેજમાં શિક્ષણ મેળવ્યુ હતું અને તેઓ સગીર વયના હોવાને લીધે એજન્સીનું મેનેજમેન્ટ આવ્યુ હતું. પછી તેઓને પૂર્ણ સત્તા તા.૧૦-૨-૧૯૩૧ના રોજ મળી હતી. પ્રહલાદસિંહજીએ ગાદીએ બેસીને શહેરમાં સુધારાઓ કરવાનું નક્કી કર્યુ અને વસ્તીના સંકટો દૂર કર્યા. તેઓએ પ્રહલાદપુર અને અનિરૂધ્ધપુર નામના બે ગામો વસાવ્યા. તેમના નાના ભાઈ મંગલસિંહજીના નામે લાઠીમાં મંગલપરુ વસાવ્યુ. પ્રહલાદસિંહજીને સાહિત્ય કલાનો જબરો શોખ હતો અને પોતે પણ સારા અભ્યાસી અને લેખક હતા. તેઓના નિમંત્રાણથી અગિયારમુ ગુજરાતી સાહિત્ય પરિષદનું સંમેલન લાઠીમાં ઈ.સ.૧૯૩૩-૩૪માં ભરાયુ હતુ, આ અવસરે લાઠીમાં કલાપી મંદિરનું ખાતમુહૂર્ત પરિષદના પ્રમુખશ્રી કૃષ્ણલાલ મો. ઝવેરીના હાથે કરવામાં આવ્યુ હતું. (આ કાર્ય હવે ઈ.સ.૨૦૦૫માં લાઠીમાં કલાપી તિર્થધામ ટ્રસ્ટે અઢાર લાખના ખર્ચે ભવન નિર્માણ કર્યુ, તે પૂર્ણ થયુ ગણાય.) આ સંમેલન વખતે જીવીત શોભના અને કલાપીના મિત્રો અને શિક્ષકોના સંસ્મરણો વાંચવામાં આવ્યા હતા. પ્રહલાદસિંહજીને સાહિત્યનો જબરો શોખ હોવાને લીધે લાઠી સાહિત્યકારોના ઉતારા અને આરામનું સ્થળ બની ગયુ હતું. નાનાલાલ, સંગીતકાર ઓમકારનાથજી, કવિ દુલાકાગ, કવિ ઠારણભાઈ, મેઘાણંદ ગઢવી, કવિ લલીત વગેરે વગેરે લાઠીમાં અવારનવાર આવતા. પ્રહલાદસિંહજીએ અલભ્ય અને સુંદર પુસ્તકોનું એક પુસ્તકાલય પેલેસમાં બનાવ્યુ હતું. પ્રહલાદસિંહજીને ટેનિસનો પણ ખૂબ જ ઉંડો શોખ હતો અને લાઠીમાં ટેનીસના પ્રખ્યાત ખેલાડીઓને રમવા માટે અવારનવાર તેઓ બોલાવતા હતા. લાઠીમાં ત્યારે સાહિત્ય, સંગીત અને કલાની ત્રિવેણી સર્જાઈ હતી. ગુજરાતના જાણીતા બિનકાર મહમદખાન ફરીદી રાજ્યના સંગીતકાર હતા અને અંધ તબલચી જગજીવનદાસ હતા. પ્રહલાદસિંહજીના ભાઈ કુ.શ્રી મંગલસિંહજીએ પ્રતાપવિલાસ પેલેસમાં ચિત્રો દોર્યા હતા. તેમણે ઈંગ્લેન્ડમાં કલા શિક્ષાણ લીધુ હતું. મંગલસિંહજીનું રાગમંજુષા નામનું રાગચિત્રોનું આલ્બમ બહાર પડ્યુ હતું. લાઠીના ઘણા રાજવીઓને જીજીબાવાના ઝાડવા નામના સ્થળે અગ્નિસંસ્કાર કરી ત્યાં ઉપર દેરીઓ બાંધવામાં આવેલી છે. ત્યાં છ દેરીઓ હજુ કલાપીની અને તેના વંશજોની સ્મૃતિ જાળવી રહી છે. પ્રહલાદસિંહજીના પુત્ર કુ.શ્રી ભૂપેન્દ્રસિંહજી તા.૨૭-૧૧-૧૯૩૫ના રોજ જનમ્યા હતા. લાઠીને વાર્ષિક રૂા.૭૭,૫૦૦નું સાલિયાણુ મળતુ હતું.

# ૩૮.રાજસાહેબ બનેસિંહજી ઝાલા- વાંકાનેર

વાંકાનેરના દસમા શાસક રાજ વખતસિંહ પછી તેમના પૌત્ર બનેસિંહજી ગાદીએ આવ્યા હતા. તેમના પિતા જસવંતસિંહજી યુવરાજ પદે જ મૃત્યુ પામ્યા હતા. આ ઝાલા વંશના શાસક હતા. વખતસિંહજીનું ઈ.સ.૧૮૬૧ માગસર સુદ-૨ના રોજ અવસાન થતા બનેસિંહજીએ મોરબીથી આવી ગાદી હાથમાં લીધી. પરંતુ ત્યારે રાજ્ય ઉપર ઘણુ કરજ ચડી ગયુ હતું. તેમાંથી બહાર નીકળવા ઘણા સુધારાઓ કર્યા અને વાંકાનેરને આધુનિક યુગમાં પ્રવેશ કરાવ્યો.

તેઓએ ગુજરાતી કેળવણી સારી રીતે લીધેલી. તેમની પરીક્ષા એજ્યુકેશન ઈન્સ્પેક્ટર મિ. ટી.સી. હોપે લીધી હતી. તેઓએ નીચે મુજબના પ્રજાહિતના અને રાજ્યના કાર્યો કર્યા હતા. (૧) ગામડાઓ ઈજારે આપવાની પ્રથા બંધ કરી નિષ્પક્ષ ન્યાય મળે એ માટે અદાલતો સ્થાપી નોકર વર્ગને પીડે નહીં તેનો ખાસ ખ્યાલ રખાવતા હતા, (૨) ઈ.સ.૧૮૧૨માં મજમુદાર રંગીલદાસ ગૌરીદાસ મારફત બચ્ચા જમાદારને તેના ભત્રીજા ઈસબભાઈના માથા બદલ મેસરિયા ગામ વાંકાનેરે આપ્યુ હતું. તે બનેસિંહજીએ અંગ્રેજ સરકારની અનુમતિ મેળવી ઈ.સ.૧૮૭૩માં રૂા.૪૫,૦૦૦માં પાછુ મેળવ્યુ, (૩) બનેસિંહજીને તા.૨-૮-૧૮૭૫ના રોજ પાડલના ખાચર દરબારો સાથે જબરદસ્ત ધીંગાણુ થયુ હતું આ દરબારો વાંકાનેર રાજ્યમાં દખલ કરતા હતા અને ભીમ ધાધલ નામના બહારવટિયાને આશ્રય આપતા હતા. તે ઝઘડાનો ઉકેલ પોલીટીકલ એજન્ટ જે.બી. પીલે આપ્યો હતો, (૪) ઈ.સ.૧૮૭૭માં દિલ્હી દરબાર ભરાયો તેમાં બનેસિંહજીનું નવ તોપનુ માન નક્કી કરવામાં આવ્યું ત્યારે બનેસિંહજીએ એની યાદીગીરીમાં એક મુસાફરી બંગલો અને બામણબોરમાં ધર્મશાળા બંધાવી, (૫) રાજકોટથી વઢવાણ સુધી રસ્તાઓ ઉપર કૂવાઓ તથા ધર્મશાળા બાંધવા તેમણે રૂા.૩૦૦૦ આપ્યા હતા, (૬) વાંકાનેરના કિલ્લાને રૂા.૨૦,૦૦૦ના ખર્ચે સમરાવ્યો અને દરબાર ભરવા કચેરી બાંધી એ સિવાય ૧૮૭૬માં એક હોસ્પિટલ અને જેલ બંધાવરાવી હતી, (૭) રાહબરી ચિલો બંધ કરી રાજ્યમાં પોલીસ પ્રથા દાખલ કરાવી અને કારભારી દલપતરામ પાસે બંધારણ ઘડાવી વેપારની વૃદ્ધિ કરાવી, (૮) વાંકાનેર તળપદમાં ઈ.સ.૧૮૫૫માં છોકરાઓ માટે અને ઈ.સ.૧૮૭૮માં છોકરીઓ માટે નિશાળો ખોલી અને છ ગામડામાં નિશાળો ખોલી, (૯) રાજગઢ, હરિપુર, અદેપુર, સમઢિયાળા, સતાપર, છતર એમ છ નવા  પોતે વસાવ્યા.

બનેસિંહજીને પાંચ રાણીઓ હતા. તેઓ શરીરે મજબૂત અને ખૂબ જ દેખાવડા રાજવી હતા. બાહોશ અને બુદ્ધિમાન રાજવી હોવાથી તેની દરેક રીતભાત આકર્ષક હતી. તેઓએ પોતાના રાજ્ય કાળ દરમ્યાન હિંદુસ્તાનના ઘણા સ્થળોનો પ્રવાસ કર્યો હતો. બનેસિંહજીના ન્યાયપૂર્ણ અને ઉદાર શાસન અને માયાળુ દિલના હિસાબે વાંકાનેર રાજ્ય કરજમાંથી બહાર આવીને પ્રગતિશીલ રાજ્ય બની ગયું. આ રીતે તેઓ વાંકાનેર રાજ્યના શિલ્પી અને મુત્સદી અને પ્રજાહિતેચ્છુ રાજવી તરીકે સૌરાષ્ટ્રમાં પંકાયા હતા. તેઓ ઈ.સ.૧૮૮૧માં જેઠ સુદ-૧૫ને રવિવારના રોજ માત્ર બે વર્ષના યુવરાજ અમરસિંહજીને મૂકીને અવસાન પામ્યા. બનેસિંહજીએ પુત્રની ખોટે જ પાંચમા લગ્ન કર્યા અને સજનપર વાળા જામબાએ અમરસિંહજીને જન્મ આપ્યો હતો. વાંકાનેર શહેરની વસતિ ઈ.સ.૧૮૮૧માં ૫,૫૩૩. ઈ.સ.૧૮૯૧માં ૭,૧૦૦ .ઈ.સ.૧૯૦૧માં ૬,૯૭૩. ઈ.સ.૧૯૧૧માં ૭,૮૮૭. ઈ.સ.૧૯૨૧માં ૮,૫૯૬. ઈ.સ.૧૯૩૧માં ૧૧,૧૩૬. જ્યારે ઈ.સ.૨૦૦૧માં વાંકાનેર શહેરની વસતિ ૪૦,૧૯૧ની હતી.



## ૩૯.રાજસાહેબ અમરસિંહજી ઝાલા- વાંકાનેર

વાંકાનેરના૧૧માં શાસક બનેસિંહજીનું અવસાન થતા વાંકાનેરની ગાદીએ ઝાલા અમરસિંહજી બે વર્ષની ઉંમરે તા.૨૫-૬-૧૮૮૧ના રોજ ગાદીએ બેઠા. પરંતુ તેઓ સગીર હોવાથી મેનેજમેન્ટ સ્થપાયુ અને ૧૮ વર્ષ તેના દ્વારા શાસન તંત્ર ચાલ્યુ. તેઓએ રાજકુમાર કોલેજમાં શિક્ષાણ લીધુ હતું અને ભારતનો અને યુરોપનો પ્રવાસ કર્યો હતો. તેનું પ્રવાસ વર્ણન પણ મળે છે. તેઓને ચાર રાણીઓ હતા,તેને વાર્ષિક રૂા.૧,૮૦,૦૦૦નું સાલિયાણુ મળતુ હતું.

તા.૧૮-૩-૧૮૯૯ના રોજ પોલીટીકલ એજન્ટ હંટરે તેમને પૂર્ણ સત્તા સોંપી. અમરસિંહજીએ પિતાને પગલે ચાલીને વાંકાનેર રાજ્યને વધારે આદ્યુનિક અને પ્રગતિશીલ રાજ્ય બનાવ્યુ. (૧) રાજ્યની આવક માટે ખેતી અને ઉદ્યોગ મહત્ત્વના હોય છે  માટે તેઓએ ખેતી સુધારવા માટે અનેક પ્રયત્નો કર્યા અને પડતર જમીનો ખેડૂતોને આપી દીધી. ઈ.સ.૧૯૦૦ના દુષ્કાળ વખતે ખેડૂતોને બહારથી બળદો, ગાયો, ઘાસ, અનાજ આપીને પણ નીભાવ્યા અને ગરીબો માટે અનાથગૃહ ખોલ્યુ. પ્રજાજનોને કામ મળી રહે તે માટે વડસરમાં જસવંત તળાવ અને મેસરિયામાં તળાવ બાંધવા શરૂ કર્યા. આ સિવાય ચાર ગામમાં તળાવ અને પાંચ દ્વારકાની કેનાલ સમરાવી. (૨) વાંકાનેરની સડકો પહોળી કરાવી ગામડે ગામડે કૂવાઓ બંધાવ્યા. (૩) જડેશ્વર જવાનો રસ્તો ડુંગર તોડાવી કરાવ્યો. (૪) ખેડૂતો માટે ૧૯૧૩માં કૃષિ સહકારી બેંક શરૂ કરી. (૫) ખેડૂતો, ભાયાતોના લેણા માફ કર્યા અને પગી લવાજમ, સાતીવેરો, ચુલુવેરો વગેરે વેરા નાબૂદ કરી દીધા. (૬) વાંકાનેર રાજ્યમાં ટેલિફોનની સગવડતા ઉભી કરી અને જૂના દફતરો સાચવવા માટે દફતર ભંડાર સ્થાપી દફતરો આ ખાતા દ્વારા સાંચવવા માંડ્યા. (૭) જીવાઈદારોને ગરાસ નહીં પણ રોકડ રકમ આપવાની તેમણે શરૂઆત કરી. (૮) ઈ.સ.૧૯૧૧ના દિલ્હી દરબારમાં પોતે ભાગ લેવા ગયા હતા ત્યાં તેમને જ્યોર્જ પાંચમાના હસ્તે કે.સી.આઈ.ઈ.નો ઈલ્કાબ અપાયો. એ પછી બ્રિટીશ સરકારે તેમને રાવબહાદુરનો અને ૧૯૨૪માં મહારાજાનો ઈલ્કાબ પણ મળ્યો હતો.અમરસિંહજીએ સ્વેચ્છાએ અંગ્રેજ સરકારને પ્રથમ વિશ્વ યુદ્ધમાં મોરચા ઉપર લડવા જવાની તૈયારી બતાવી અને ફ્રાંસમાં ઈ.સ.૧૯૧૫-૧૬માં કાઠિયાવાડ મોટર એમ્યુલન્સ કોર્પ્સમાં આઠ મહિના ફરજ બજાવી. આ સિવાય તેણે દરેક રાજવીઓની જેમ વોર લોનમાં પણ પૈસા આપ્યા હતા. અંગ્રેજ સરકારે યુદ્ધમાં અમરસિંહજીની સેવા મળવાથી તેમને ઈ.સ.૧૯૧૮માં કેપ્ટનનો હોદો આપ્યો અને નવ તોપની સલામીમાંથી ૧૧ તોપોની સલામી કરી આપી  તેમની કદર કરી હતી.અમરસિંહજીએ વાંકાનેરના રાજકુટુંબ માટે એક અપૈયો હતો તે ભાંગ્યો. વાંકાનેર રાજકુટુંબે એવી પ્રતિજ્ઞા કરી હતી કે, જ્યાં સુધી તેઓ હળવદને જીતી લેશે નહીં ત્યાં સુધી તેઓ લગ્નના પુરા ફેરા ફરશે નહીં. આ પ્રતિજ્ઞા કે અપૈયો પોરબંદરના મહારાણા ભાવસિંહજીએ ભંગાવ્યો. તેનો જશ અમરસિંહજી અને ધાંગધ્રા અજીતસિંહજીને મળ્યો. આવા પ્રજા વત્સલ અને રાજ્ય ઉદ્ધારક રાજવીની એક મોટી પ્રતિમા તેમના શાસનકાળના ૨૫ વર્ષ પૂર્ણ થયા ત્યારે ઈ.સ.૧૯૨૪-૨૫માં વાંકાનેરમાં મૂકવામાં આવી છે. ઈ.સ.૧૯૪૭માં ભારત આઝાદ થતા આ રાજવીએ જ વાંકાનેરને ભારત સંઘમાં વિલીન કરી દીધુ. પછી તો આઝાદી પછી તેઓ સૌરાષ્ટ્ર રાજ્યની ધારાસભામાં અપક્ષ ઉમેદવાર તરીકે. ચુંટાયા હતા.રાજ્યની વસતિ ઈ.સ.૧૮૮૧માં ૩૦,૪૯૧. ઈ.સ.૧૮૯૧માં ૩૯,૩૨૯.ઈ.સ.૧૯૦૧માં ૨૭,૩૮૩. ઈ.સ.૧૯૧૧માં ૩૨,૬૫૩. ઈ.સ.૧૯૨૧માં ૩૬,૮૨૪. ઈ.સ.૧૯૩૧માં ૪૪,૨૫૯ હતી.



## ૪૦..ઠાકોરસા. દોલતસિંહજીજાડેજા - ધ્રોળ

ધ્રોળ એ જાડેજા વંશના શાસકનું બીજા વર્ગનું ૭૧ ગામો ધરાવતુ રાજ્ય હતું. આ રાજ્યનું ક્ષેત્રફળ આશરે ૨૮૨૭ ચોરસ માઈલનું હતું. વાર્ષિક ઉપજ ત્રણ લાખની અને અઢી લાખથી પોણા ત્રણ લાખનું ખર્ચ હતું. ધ્રોળ રાજ્યની સ્થાપના હરધોળજીએ ઈ.સ.૧૫૧૯માં કરી હતી.

પછી નીચે મુજબના શાસકો ગાદીએ આવ્યા હતા.(૨) જસાજી ઈ.સ.૧૫૫૦ થી ૧૫૬૪ (૩) બામણિયોજી ઈ.સ. ૧૫૬૪ થી ૧૫૬૬ (૪) હરધોળજી બીજા ઈ.સ.૧૫૬૬ થી ૧૬૦૪ (૫) મોડજી ઈ.સ.૧૬૦૪ થી ૧૬૦૯ (૬) પચાણજી ઈ.સ.૧૬૦૯ થી ૧૬૪૪ (૭) કલાજી ઈ.સ.૧૬૪૪ થી ૧૭૦૬ (૮) જુણાજી ઈ.સ.૧૭૦૬ થી ૧૭૧૨ (૯) ખેતાજી ઈ.સ.૧૭૧૨ થી ૧૭૧૫ (૧૦) કલાજી બીજા ઈ.સ.૧૭૧૫ થી ૧૭૧૬ (૧૧) વાઘજી ઈ.સ.૧૭૧૬ થી ૧૭૬૦ (૧૨) જેસંગજી ઈ.સ.૧૭૬૦ થી ૧૭૬૩ (૧૩) જુણાજી બીજા ઈ.સ.૧૭૬૩ થી ૧૭૭૧ (૧૪) નાથાજી ઈ.સ. ૧૭૭૧ થી ૧૭૮૨ (૧૫) મોડજી બીજા ઈ.સ. ૧૭૮૨ થી ૧૮૦૩ (૧૬) ભૂપતસિંહજી ઈ.સ.૧૮૦૩ થી ૧૮૪૪ (૧૭) જેસંગજી બીજા ઈ.સ.૧૮૪૪ થી ૧૮૬૬ (૧૮) હરિસિંહજી ઈ.સ.૧૮૬૬ થી ૧૯૧૪.(૧૯) દોલતસિંહજી ઈ.સ.૧૯૧૪થી ૧૯૩૯ (૨૦)ચન્દ્રસિંહજી ઈ.સ.૧૯૩૯થી ૧૯૪૮. ધ્રોળ રાજયના તે સમયના શાસકે તેમના પાદરમાં લડાયેલ પ્રખ્યાત ભૂચરમોરીની લડાઈમાં ભાગ લીધો ન હતો પણ રાણી સુરજકુંવરબાને સતી થવામાં મદદ કરી હતી.

ધ્રોળરાજ્યની વસતિ ઈ.સ.૧૮૮૧માં ૨૨,૩૭૬. ઈ.સ.૧૮૯૧માં ૨૭,૦૦૭.ઈ.સ.૧૯૦૧માં ૨૧,૯૦૬. ઈ.સ.૧૯૧૧માં ૨૪,૩૫૮. ઈ.સ.૧૯૨૧માં ૨૩,૬૪૦. ઈ.સ.૧૯૩૧માં ૨૭,૬૩૯ હતી અને ધ્રોળ શહેરની વસતિ ઈ.સ.૧૮૮૧માં ૪,૬૧૩. ઈ.સ.૧૮૯૧માં ૫,૭૨૧.ઈ.સ.૧૯૦૧માં ૫,૬૬૦. ઈ.સ.૧૯૧૧માં ૬,૪૮૧. ઈ.સ.૧૯૨૧માં ૬,૨૮૩. ઈ.સ.૧૯૩૧માં ૭,૫૦૭ની હતી. જયારે ઈ.સ.૨૦૦૧માં ધ્રોળ શહેરની વસતિ ૨૩,૬૨૮ની હતી.

ધ્રોળના ઓગણીસમાં શાસક દોલતસિંહજી થયા જે તા.૨૨-૮-૧૮૬૪ના રોજ જનમ્યા હતા અને તા.૨-૯-૧૯૧૪ના રોજ રાજ ગાદીએ બેઠા હતા. તેઓના સમયમાં ધ્રોળમાં રાષ્ટ્રધ્વજ માટે સત્યાગ્રહ થયો હતો.

તેઓએ શરૂઆતનું શિક્ષણ ધ્રોળમાં અને પછીથી રાજકોટની રાજકુમાર કોલેજમાં શિક્ષણ મેળવ્યુ હતું. તેઓએ પ્રથમવિશ્વયુધ્ધમાં અંગ્રેજોને મદદ કરી હતી. દોલતસિંહજીને પાંચ રાણીઓ હતા. (૧) ભાદરવાના કુંવરી (૨) મૂળીના પરમાર પ્રતાપસિંહજીના કુંવરી (૩) શિહોરના ગોહિલના કુંવરી (૪) ઉતેળિયાના કુંવરી (૫) લાઠીના પ્રતાપસિંહજી ગોહિલના કુંવરી.

આ બધા રાજાઓને ઘણા બધા રાણીઓ હોય છે. પણ તે લગ્નો એક યા બીજા અવસાન પામ્યા હોય ત્યારે ક્યારેક વારાફરતી પણ થયા હોય છે. બાકી બે ત્રણ રાણીઓ રાખવાએ એ જમાનામાં રાજાઓ માટે સામાન્ય હતું.

દોલતસિંહજીને એક માત્ર કુંવર દિપસિંહજી હતા, તે યુવરાજ પદે જ અવસાન પામ્યા હતા, તેમને બે પુત્રો હતા. (૧) જોરાવરસિંહજી (૨) ચંદ્રસિંહજી. ધ્રોળ રાજ્યને નવ તોપની સલામી મળતી હતી. ધ્રોળ રાજય પોતાના હકકથી જ નરેન્દ્ર મંડળનુ સભ્ય હતું. ધ્રોળ રાજયને વાર્ષિક રૂા.૧,૧૦ લાખનું સાલિયાણુ મળતુ હતું.



# ૪૧..ઠાકોરસા. મૂળવાજી જાડેજા - કોટડાસાંગાણી

કોટડાસાંગાણી એ જાડેજાઓના તાબાનુ રાજ્ય હતું અને તેનો વિસ્તાર ૯૦ સ્કેવેર માઈલનો હતો. આ રાજ્યમાં ૧૫ ખાલસા ગામો હતા. જેની વાર્ષિક આવક રૂા.૧,૬૨,૫૧૫ અને ખર્ચ રૂા.૧,૩૭,૫૧૩નું હતું. તેઓ રૂા.૧૦,૧૮૯ બ્રિટીશ સરકારને અને રૂા.૧,૪૨૭ જૂનાગઢને જોરતલબીના ભરતા હતા.કોટડાને વાર્ષિક રૂા.૬૭,૦૦૦નું સાલિયાણુ મળતુ હતું.

કોટડા રાજ્યની સ્થાપના સાંગાજીએ કરી હતી. તે સાંગાજી ગોંડલ રાજ્યના સ્થાપક કુંભોજી પહેલાના પુત્ર હતા. આ સાંગાજીએ રાજકોટની મદદ થી રાયપરના કાઠીઓ પાસેથી સરધાર જીતી લીધુ હતું. તેઓ કાઠીઓ સાથે લડતા લડતા મૃત્યુ પામ્યા. જ્યારે કોટડાના ત્રીજા શાસક જસાજીએ કોટડા તાલુકો વૈજાજોગીયા નામના કાઠી દરબાર પાસેથી જીતી લઈ અરડોઈથી રાજધાની કોટડા ફેરવી હતી.મૂળવાજીએ કોટડાના અગિયારમા શાસક હતા અને તેઓ કોટડાના દશમાં શાસક તોગાજીના પુત્ર હતા. તેઓનો જન્મ તા.૫-૨-૧૮૭૨ના રોજ થયો હતો, તેમનું હુલામણુ નામ ગગુભા હતુ. ઠાકોર તોગાજી તા. ૧૧-૧૧-૧૮૭૯ના રોજ અવસાન પામ્યા પછી તા.૨૨-૧૧-૧૮૭૯ના રોજ મૂળવાજી ગાદીએ બેઠા. પણ તે સગીર હોવાથી મેનેજમેન્ટે રાજ્ય ચલાવ્યુ હતું. મૂળવાજીએ રાજકોટની રાજકુમાર કોલેજમાં શિક્ષણ મેળવ્યુ હતું. તેમણે અને વડિયા દ.શ્રી બાવાવાળા સાહેબે હિન્દુસ્તાનનો પ્રવાસ કરી તેનો પ્રવાસ ગ્રંથ પ્રગટ કર્યો હતો. તેમને તા.૭-૪-૧૮૯૫ના રોજ પૂર્ણ સત્તા સોંપવામાં આવી હતી. તેઓ ધાર્મિક પ્રકૃતિના રાજવી હતા અને શ્રધ્ધા અને પરોપકારના કાર્યમાં વધુ રસ લેતા હતા. દરરોજ નિયમિત ઓફિસમાં આવતા અને લોકોની રજૂઆત સાંભળતા હતા. તેઓના સમયમાં કોટડામાં ગામ બહાર મુસાફરી બંગલો, વાછપરી નદીને કાંઠે બંગલો, જ્યુબીલી કન્યા શાળાનું મકાન રૂા.૩૫,૦૦૦ના ખર્ચે રાજમહેલ અને આનંદ ભુવન બંધાવ્યા હતા. મૂળવાજીએ કેટલાક ધારાધોરણો પણ રાજ્યને મજબૂત બનાવવા ઘડ્યા હતા. જેમકે બકરાના બચ્ચાને રખડતા ન મૂકી દેવા, ખાટકીને ન દેવા, બળદોની ખસી ન કરાવવી, શિકારધારો, હથિયારધારો, તપાસણીધારા, પોસ્ટ ઓફિસ એક્ટ, બોયલર તપાસણીધારા, ગાંજાના વાવેતરનો ધારો, પુખ્ત ઉંમરનો કાયદો, તોલમાપનો ધારો, સ્ટેમ્પ ધારો વગેરે વગેરે.મૂળવાજી દેવી ભકત અને ગૌભક્ત હતા. ગાયોની ખૂબ જ સેવા કરનારા અને ગાયોને પાળનારા અને ચાહનારા હતા. મૂળવાજીના નામની એક હાઈસ્કૂલ કોટડાસાંગાણીમાં હતી, પરંતુ લોકશાહીમાં જાણે કે રાજાઓના નામને ભૂંસી નાંખવુ છે ? એવા યુગમાં તે હાઈસ્કૂલનું નામ આજે બદલાઈને મહારાણા પ્રતાપ હાઈસ્કૂલ કરવામાં આવ્યુ છે.

મૂળવાજીને પોતાનો અંતકાળ દેખાઈ જતા પોતે પ્રભાસ પાટણ જતા રહ્યા અને ત્યાં જઈને દાનપુણ્ય કર્યા અને આખરે તા.૭-૩-૧૯૧૩ના રોજ અવસાન પામ્યા. તેઓ આખો શ્રાવણમાસ ઉપવાસ કરતા અને નવરાત્રી ધામધૂમથી ઉજવતા હતા. તેઓ ચોથ, આઠમ, અગિયારસ, અમાસ વગેરે દિવસોમાં ક્યારેય રાણીવાસમાં પોઢતા નહીં. દરબારગઢમાં દારૂ, મટન લાવવાની મનાઈ ફરમાવી હતી. તેઓને બાળકો ઉપર ખૂબ જ પ્રેમ હોવાથી બાળકો તેમની પાસે લાડ કરી ધાર્યુ કરાવતા હતા. તેમના પછી હિંમતસિંહજી ગાદીએ આવ્યા હતા.રાજ્યનીવસતિ ઈ.સ.૧૮૮૧માં ૮,૬૪૨. ઈ.સ.૧૮૯૧માં ૧૦,૨૨૧.ઈ.સ.૧૯૦૧માં૮,૮૩૫ ઈ.સ.૧૯૧૧માં ૯,૨૪૦. ઈ.સ.૧૯૨૧માં ૧૦,૦૪૪. ઈ.સ.૧૯૩૧માં ૧૦,૪૨૦ની હતી જયારે કોટડા શહેરની વસતિ ઈ.સ.૨૦૦૧માં ૭,૮૩૨ની હતી



# ૪૨. .ઠાકોરસા. સૂરાજી બીજા જાડેજા - વીરપુર

વીરપુર એ જાડેજાઓના તાબાનું ૧૩ ગામોનું રાજ્ય હતું. વીરપુર વિશે એમ કહેવાય છે કે, તેનું જૂનુ નામ કૌભાંડનગર હતું પણ તે કોઈપણ કારણોસર ઉજ્જડ થઈ ગયુ હતું ત્યારે ત્યાં વીરપરીનાથ નામના સિધ્ધ રહેતા હતા અને ત્યાં પછી જે ગામ વસ્યુ તેનુ નામ વીરપુર પડ્યુ છે. વીરપુર રાજ્યનો વિસ્તાર ૬૬.૬ સ્કેવેર માઈલનો હતો. ઈ.સ.૧૯૩૪-૩૫માં તેની અંદાજિત વાર્ષિક આવક રૂા.૧,૨૩,૮૦૦ હતી અને ખર્ચ રૂા.૧,૨૩,૦૦૦નો હતો. તેઓને ત્રણ વર્ષની સજા કરવાની અને પાંચ હજારનો ફોજદારી ગુનામાં દંડ કરવાની સત્તા હતી અને સિવિલ દાવા રૂા.૧૦,૦૦૦ સુધીના જ સાંભળી શકવાનો હક્ક હતો. આ રાજ્યને ખરેડી વીરપુર સ્ટેટ તરીકે ઓળખવામાં આવતુ હતું.વીરપુરને વાર્ષિક રૂા.૪૪,૫૦૦નું સાલિયાણુ મળતુ હતું.

જે વીરપુર રાજ્યના ગાદી સ્થાપક ઠાકોર ભાણજીને નવાનગર (જામનગર) રાજ્ય તરફથી મળ્યુ હતું. આ બાબતનો એક દુહો મળે છે કે, ''સિસાંગ સોંપી રણમલાં ભૂપખરેડી ભાણ. વેરો હડિઆણે વસે, ત્રહુ રાયા ત્રડ તાણ.'' જ્યારે કર્નલ જે. ડબલ્યુ .વોટસન લખે છે કે, ''ભાણજીને કાલાવડ જીવાઈમાં આપવામાં આવ્યુ હતું પણ મૂળ રાજ્ય સાથે ઝઘડો થવાથી ભાણજીએ ગરાસ ઉપરથી પોતાનો હક્ક ઉઠાવી લીધો ત્યારે ખરેડી ઉપર કાઠીઓ (માંજરિયા હોવા જોઈએ) હુમલો કરતા હતા. ત્યારે આ કાઠીઓને પાછા હટાવવામાં ખરેડીના મુસ્લિમ થાણદારને ઠાકોર ભાણજીએ મદદ કરી હતી. આથી તે મુસ્લિમ થાણદારે ખરેડીની અડધી જમીન તેમને આપી હતી.'' જ્યારે માવદાનજી રત્નુના ઉલ્લેખ મુજબ ભાણજીએ પોતાને મળેલો કાલાવડ પરગણાનો ગરાસ જામનગરને પાછો આપી દીધો અને પોતે સ્વતંત્ર રીતે બાહુબળથી ખરેડી મેળવ્યુ. વીરપુરના નીચે મુજબના શાસકો થયા, (૧) ભાણજી (૨) ભારાજી (૩) હરધોળજી (૪) સાહેબજી (૫) મોકાજી (૬) મૂળુજી (૭) જેઠીજી (છોટાજામ) (૮) મોકાજી બીજા (૯) સૂરાજી પહેલા (૧૦) મૂળુજી બીજા (૧૧) સરતાનજી (૧૨) સૂરાજી બીજા (૧૩) હમીરસિંહજી.

સરતાનજીના અવસાન સમયે સૂરાજી સગીર વયના હોવાથી તેમના માતુશ્રી નાનીબા સાહેબે સગીરના નામથી સ્વતંત્ર રીતે સંવત ૧૯૦૮ થી ૧૯૨૦ સુધી ૧૨ વર્ષ રાજ્ય ચલાવ્યુ. સૂરાજીનો જન્મ તા.૧૨-૭-૧૮૪૬ના રોજ થયો હતો અને તા.૩૦-૧૧-૧૮૫૧ના રોજ ગાદીએ આવ્યા અને ૬૬ વર્ષ શાસન કર્યુ. સૂરાજી શૂરવીર હતા અને તેઓએ વાઘેર અને મિયાણા બહારવટિયાઓને પરાસ્ત કર્યા હતા. આથી બ્રિટીશ સરકારે તેમને અભિનંદન આપ્યા હતા. જ્યારે બીજા સ્ટેટો અને તાલુકાઓ પાસેથી બહારવટિયાના ફાળા વરાડનો હિસ્સો લેવામાં આવતો હતો, પણ તે વીરપુર પાસેથી લેવાનો ન હતો. વીરપુર રાજ્યના તે પુનરોધ્ધારક હતા. તેઓ અશ્વવિદ્યા, આયુર્વેદ, મૃગયાવિધાન અને સાહિત્યના નિષ્ણાંત અને પશુવૈદ્ય પણ હતા. રમત-ગમતના પણ શોખીન હતા. સૂરાજીએ જૂનાગઢના જે ખાટકીઓ જે ગાયો લઈને જતા હતા તેને વીરપુર છોડાવી લીધી હતી અને કુ.શ્રી રામસિંહજી દ્વારા જૂનાગઢ નવાબ સાહેબને સમાચાર આપ્યા અને ગૌબ્રાહ્મણ પ્રતિપાળનું સાચા અર્થમાં બિરુદ પામ્યા હતા. તેઓને કવિતાનો પણ શોખ હતો, વળી રાજ્યની પરંપરા મુજબ કાલાવડના ગૌરીશંકર ગોવિંદજી મહેતાને રાજકવિ તરીકે નિમ્યા હતા. તેઓ તા.૧૮-૧૦-૧૯૧૮ના રોજ અવસાન પામ્યા.રાજ્યનીવસતિ ઈ.સ.૧૮૮૧માં ૫,૩૩૮. ઈ.સ.૧૮૯૧માં૭,૩૧૬.ઈ.સ.૧૯૦૧માં૬,૧૪૬ઈ.સ.૧૯૧૧માં ૬,૭૮૦. ઈ.સ.૧૯૨૧માં ૬,૬૭૫. ઈ.સ.૧૯૩૧માં ૮,૦૫૦ની હતી . ઈ.સ.૨૦૦૧માં શહેરની વસતિ ૧૦,૯૫૭.



## ૪૩. .ઠાકોરસા. હરિશ્ચંદ્રસિંહજી પરમાર - મૂળી

સૌરાષ્ટ્રમાં પરમારોનું એક માત્ર રાજ્ય મૂળી હતું. મૂળી રાજ્યની સ્થાપના લખધીરજી પહેલાએ કરી હતી. ત્યારથી માંડી હરિશ્ચંદ્રસિંહજી સુધીમાં કુલ ૨૨ શાસકો થયા છે. મૂળી રાજ્યનો વિસ્તાર ૧૩૩.૨ સ્કેવેર માઈલનો હતો. મૂળી રાજ્ય વાર્ષિક રૂા.૭,૫૦૧ બ્રિટીશ સરકારને જૂનાગઢને રૂા.૧,૮૫૩ જોરતલબીના ભરતુ હતું. રાજ્યની સ્વત્વાર્પણ સહિતની કુલ આવક રૂા.૭,૫૦,૦૦૦ની હતી. જો રાજ્યની આવકમાંથી સ્વત્વાર્પણની રકમ બાદ કરવામાં આવે તો રાજ્યની કુલ આવક ઈ.સ.૧૯૩૨માં રૂા.૨,૧૧,૦૦૦ થતી હતી અને ખર્ચ પણ લગભગ એટલો જ થતો હતો.મૂળીને વાર્ષિક રૂા.૫૩,૦૦૦નું સાલિયાણુ મળતુ હતું.

મૂળી એ ત્રીજા વર્ગનું ચોવીસ ગામો ધરાવતુ રાજ્ય હતું. (૧) મૂળી (૨) મુંજપર (૩) શેખપર (૪) ચાણપર (૫) લીમલી (૬) જશાપર (૭) કુકડા (૮) હેમતપર (૯) નલિયા (૧૦) નવાણિયા (૧૧) દીગસર (૧૨) દાણાવાડા (૧૩) સોમાસર (૧૪) ગોદાવરી (૧૫) ગૌતમગઢ (૧૬) પાંડવરા (૧૭) ટીકર (૧૮) ગઢાદ (૧૯) ટીડાણા (૨૦) હરિશ્ચંદ્રગઢ, જે ઠાકોર સાહેબના નામ ઉપરથી ગામ વસાવ્યુ હતુ પણ પછી વસી ન શક્યુ.(૨૧) સીદસર (૨૨) ધમેન્દ્રગઢ (૨૩) મઢાદ (૨૪) ઉમરડા.

હરિશ્ચંદ્રસિંહજી મૂળીના ૨૧મા શાસક હિંમતસિંહજીના પુત્ર હતા. મૂળી રાજ્યને ફોજદારી બાબતોમાં ૭ વર્ષની સજા કરવાની અને રૂા.૧૦,૦૦૦ સુધીનો દંડ કરવાની સત્તા હતી. જ્યારે રૂા.૨૦,૦૦૦ સુધીના તે દીવાની દાવાઓ સાંભળી શકતા હતા. હરિશ્ચંદ્રસિંહજીનો જન્મ તા.૧૦-૭-૧૮૯૯ના રોજ થયો હતો. તેઓ તા.૩-૧૨-૧૯૦૫ના રોજ ગાદીએ બેઠા હતા. તેઓ તા.૧૯-૫-૧૯૨૦ના રોજ કુનરીકોટાના રાવ બહાદુર રાજબિજીયાસિંહજીના પુત્રી નંદકુંવરબા સાથે પરણ્યા હતા. તેમને તા.૨૫-૫-૧૯૨૧ના રોજ ધમેન્દ્રસિંહજી નામના અને બીજા પુત્ર જયેન્દ્રસિંહજી તા.૨૩-૬-૧૯૨૨ના રોજ જનમ્યા હતા. તેઓ સગીર વયના હોવાથી એજન્સીએ રાજ્ય ચલાવ્યુ હતું. તેમાણે અન્ય રજવાડાના રાજકુમારોની જેમ જ રાજકોટની રાજકુમાર કોલેજમાં ડિપ્લોમા પરીક્ષા પાસ કરી હતી. ત્યારપછી નવાનગરના મહારાજા જામ સાહેબ સર રણજીતસિંહજીના માર્ગદર્શન હેઠળ તેમાણે વહીવટી અનુભવ મેળવ્યો હતો અને તા.૨૦-૬-૧૯૧૮ના રોજ તેમને પૂર્ણ સત્તા સોંપવામાં આવી હતી. હિઝ રોયલ હાઈનેસ ડ્યુક ઓફ કોનોટ દ્વારા જેનુ ઉદઘાટન થયુ હતુ તે ચેમ્બર ઓફ પ્રિન્સેસમાં કાઠિયાવાડના ત્રીજા અને ચોથા વર્ગના રાજ્યોનું પ્રતિનિધિત્ત્વ કરવા માટે એજન્સી દ્વારા તેમની પસંદગી કરવામાં આવી હતી. મૂળીમાં તેઓએ આજના બસ સ્ટેશનની સામે જૂનાગઢની વિખ્યાત બહાઉદ્દીન કોલેજ જેવો વિશાળ દરબારગઢ ઈ.સ.૧૯૩૬માં બંધાવ્યો અને જેને અંબિકા નિવાસ નામ આપ્યુ હતું. આ પેલેસ જોવા જેવો અને સૌરાષ્ટ્રના નમૂનેદાર સ્થાપત્યોમાનો ગણાય છે. આઝાદી આવી ત્યારે મૂળીમાં એક નવીન ઘટના બની હતી, કારણ કે હરિશ્ચંદ્રસિંહજીને સ્વતંત્ર ગામો ઓછા હતા અને ભાયાતી ગામો જાજા હોવાથી તેમને મુશ્કેલી પડતી હતી. આવા સમયે તેમને ભાયાતો સાથે સારા સંબંધો હતા નહીં ત્યારે મૂળીના પ્રજાજનો અને ભાયાતોના આગેવાનો અને કોંગ્રેસ કાર્યકરોએ ભેગા મળીને મૂળીમાં પ્રજાકીય તંત્ર સ્થાપવાની માંગણી કરી હતી.મૂળી રાજયની વસતિ ઈ.સ.૧૯૩૧માં ૧૭,૧૦૯ની હતી.



## ૪૪..ઠાકોરસા.રાયસિંહજી જાડેજા - માળિયામિયાણા

માળિયા રાજ્યના સ્થાપક  મોડજી હતા. કાંયોજીને આઠ પુત્રો હતા, અલિયોજી અને મોડજી વગેરે. જે કાંયોજીએ મોરબી રાજ્યની સ્થાપના કરી હતી. માળિયા રાજ્યનો વિસ્તાર ૧૦૩ સ્કેવેર માઈલ હતો. તેઓની વાર્ષિક અંદાજિત આવક ઈ.સ.૧૯૩૪-૩૫માં રૂા.૯૧,૬૨૯ની હતી અને જાવક રૂા.૭૨,૦૪૭ની હતી. તેઓ વાર્ષિક રૂા.૧,૧૮૨ ગાયકવાડને અને રૂા.૧૮૫ જૂનાગઢને જોરતલબીના ભરતા હતા.માળિયા રાજ્યની વસ્તી નીચે મુજબની હતી.ઈ.સ.૧૮૮૧માં ૧૧,૨૨૪, ઈ.સ.૧૮૯૧માં ૧૩,૫૮૯, ઈ.સ.૧૯૦૧માં ૯,૧૭૫, ઈ.સ.૧૯૧૧માં ૧૨,૧૩૪, ઈ.સ.૧૯૨૧માં ૧૨,૬૬૦, ઈ.સ.૧૯૩૧માં ૧૨,૧૩૪ હતી.

માળિયા ગામની ઈ.સ. ૨૦૦૧માં ૧૪,૦૨૨ની વસ્તી હતી.

માળિયા રાજ્યને ફોજદારી કામમાં બે વર્ષની સજા અને રૂા.૧,૦૦૦નો દંડ કરવાની સત્તા હતી. જ્યારે દીવાની કામમાં રૂા.૧૦,૦૦૦ સુધીના દાવા સાંભળી શકતા હતા. માળિયાની ગાદીએ નીચે મુજબના શાસકો આવ્યા હતા. (૧) મોડજી (૨) નાથોજી (૩) ભીમજી (૪) ડોસાજી (૫) સતાજી (૬) મોડજી બીજા (૭) રાયસિંહજી (૮) હરિશ્ચંદ્રસિંહજી.

માળિયા રાજ્યના ગાદી સ્થાપક મોડજીને મચ્છુ કાંઠા તથા વાંઢિયામાં માળિયા તથા ત્રણ ગામ અને વાગડના કેટલાક ગામો જીવાઈમાં મળ્યા હતા. પણ રાજપૂતી સ્વભાવ મુજબ મૂળ સ્ટેટની હકૂમત તળે રહેવાનુ અયોગ્ય માની તેમણે સિંધમાંથી મિયાણા નામની જાતિને લઈ આવી પોતાના રાજ્યમાં વસાવી અને તેઓની મદદથી મચ્છુ કાંઠાના કેટલાક ગામો જીતી લઈ અલગ રાજ્ય સ્થાપ્યુ હતું. રાયસિંહજી ના પિતા મોડજીબીજાના કાળમાં ગવર્મેન્ટ પલટનના એક ઘોડેસવાર ચોકીદારનું ખૂન થયુ ત્યારે તે ગુનેગારનો પતો ન મળતા મિયાણાઓએ લુંટફાટ કરી હતી તેમજ સરકારી ટપાલ લુંટી હતી, આથી અંગ્રેજ સરકારે તેમનો ફોજદારી અધિકાર છીનવી લઈ માળિયામાં બ્રિટીશકોર્ટ સ્થાપી હતી પરંતુ પછી થોડા સમયમાં તે છીનવાયેલી સત્તા પાછી સોંપવામાં આવી હતી .ઠાકોર મોડજી બુધ્ધિશાળી અને વિદ્વાન હતા અને સાહિત્યકારોને ઉત્તેજન આપનારા હતા, તેઓએ પિંગળ ગ્રંથોનો અભ્યાસ કર્યો હતો અને ‘‘પોસ્તપચ્ચીસી’’ રચી હતી.મોડજી બીજા સ્વામિનારાયણ સંપ્રદાયના અનુયાયી હતા.

રાયસિંહજીએ મોડજી બીજાના પુત્ર હતા.મોડજી બીજા તા.૨૦-૧૦-૧૯૦૭ના રોજ અવસાન પામતા રાયસિંહજી ગાદીએ આવ્યા હતા. તેઓને સંપૂર્ણ સત્તા ઈ.સ.૧૯૦૭માં મળી હતી. રાયસિંહજી સ્વામિનારાયણ ધર્મ પાળતા હતા અને પિતાની જેમ જ સ્વધર્માચરણમાં જ જીંદગી ગુજારનારા હતા. તેઓએ વૃધ્ધાવસ્થામાં યુવરાજ શ્રી હરિશ્ચંદ્રસિંહજીને રાજગાદી સોંપી વાનપ્રસ્થાશ્રમ ગ્રહણ કરી તીર્થક્ષેત્રમાં પ્રભુસ્મરણ કરવા ચાલ્યા ગયા હતા.

પોતે પોતાના હાથે જ હરિશ્ચંદ્રસિંહજીનો રાજ્યાભિષેક કરી તેમને સંપૂર્ણ સત્તા આપી તેઓ માળિયા છોડીને અમદાવાદના સ્વામિનારાયણ મંદિરમાં ભક્તિ કરવા ચાલ્યા ગયા હતા ત્યાં તેઓએ ઘણો બધો સમય પ્રભુ ભક્તિમાં ગાળ્યો, આખરે ઈ.સ.૧૯૩૩માં અવસાન પામ્યા. હરિશ્ચંદ્રસિંહજી તા.૨-૩-૧૯૦૯ના રોજ જનમ્યા હતા અને તેઓ તા.૨૦-૩-૧૯૩૦ના રોજ ગાદીએ બેઠા હતા.આઠમા શાસક હરિશ્ચંદ્રસિંહજીના સમયમાં આઝાદી આવી હતી. તેઓએ રાજકોટની રાજકુમાર કોલેજમાં શિક્ષણ મેળવ્યુ હતું.માળિયાને વાર્ષિક રૂા.૪૭,૫૦૦નું સાલિયાણુ મળતુ હતું.



## ૪૫..ઠાકોરસા. સૂરસિંહજી જાડેજા - ખીરસરા

ખીરસરા રાજ્ય એ જાડેજાઓના તાબા હેઠળનું રાજ્ય હતું. તે રાજ્યનું ક્ષેત્રફળ ૪૭ ચોરસ માઈલનું હતું અને ધ્રોળ રાજ્યનું ભાયાતમાનું રાજ્ય હતું. આ રાજ્યમાં બાર ગામ હતા. ખીરસરાની રાજગાદી સ્થાપનાર ઠાકોર ભીમજી હતા. તેમનાથી માંડીને ઈ.સ.૧૯૪૮ સુધીમાં ખીરસરા રાજ્યના નવ શાસકો થયા. (૧) ભીમજી (૨) સાંગાજી (૩) રણમલજી (૪) હોથીજી (૫) ડુંગરજી (૬) જીજીભાઈ (૭) રાયસિંહજી (૮) બાલસિંહજી (૯) સૂરસિંહજી. આમાંના ઠાકોર રણમલજી ખૂબ જ શૂરવીર અને વિખ્યાત રાજવી થયા. જેણે ગોંડલના કુંભાજી, નવાનગરના જસાજી, મોરબી ઠાકોર અને જૂનાગઢના નવાબ હામદખાન સાથે સંબંધો બાંધ્યા હતા. આ રણમલજીએ ખીરસરાના કિલ્લાનો જીર્ણોધ્ધાર કરાવ્યો હતો.

ખીરસરા રાજ્યને ત્રણ વર્ષની સજા કરવાની અને રૂા.૫૦૦૦ સુધીનો દંડ કરવાની સત્તા અને રૂા.૧૦,૦૦૦ સુધીના સિવીલ દાવાઓ સાંભળવાની સત્તા હતી. ખીરસરા રાજ્ય ઘણા વર્ષો સુધી સાતમા વર્ગમાં હતુ પરંતુ તેની પ્રગતિને હિસાબે પછી તેને સીધુ ચોથા વર્ગમાં મૂકી દેવામાં આવ્યુ હતું. ખીરસરા રણમલજી નું કહેવાય છે.

ખીરસરા રાજયની વસતિ ઈ.સ.૧૮૮૧માં ૪,૩૭૭. ઈ.સ.૧૮૯૧માં ૪,૮૧૦.ઈ.સ.૧૯૦૧માં ૩,૧૧૭. ઈ.સ.૧૯૧૧માં ૩,૯૮૧. ઈ.સ.૧૯૨૧માં ૩,૬૫૯. ઈ.સ.૧૯૩૧માં ૪,૬૫૮ની હતી. જયારે ઈ.સ.૨૦૦૧માં ખીરસરા ગામની વસતિ ૨૧૯૫ની હતી ખીરસરાને વાર્ષિક રૂા.૩૦,૦૦૦નું સાલિયાણુ મળતુ હતું.

સૂરસિંહજી ખીરસરાની ગાદીએ નવમા શાસક તરીકે બેઠા. જેમના પિતા બાલસિંહજી બહુ જ ઉદાર અને મિલનસાર પ્રકૃતિના રાજવી હતા. સૂરસિંહજીનો જન્મ તા.૨૬-૯-૧૮૯૦ના રોજ થયો હતો. તેઓ તા.૨૪-૨-૧૯૨૦ના રોજ ગાદીએ બેઠા. તેમણે ઈંગ્લેન્ડમાં સાડા ત્રણ વર્ષ રહીને કેળવણી લીધી હતી અને યુરોપનો પ્રવાસ કર્યો હતો. જ્યારે ૧૯૧૧માં નામદાર શહેનશાહનો રાજ્યાભિષેક વેસ્ટમિનીસ્ટર એ બીમાં થયો ત્યાં હાજર રહ્યા હતા. ઈંગ્લેન્ડના અભ્યાસ બાદ તેમણે દહેરાદૂન ઈમ્પીરીયલ કેડેટ કોર્પ્સમાં કેળવણી લીધી હતી. તેઓ ગાદીએ બેઠા ત્યારે ખીરસરા રાજ્ય ચોથા વર્ગનું બની ગયું. સૂરસિંહજીને બે રાણીઓ હતા.

(૧) માળવાના જવાસિયાના લાલસિંહજીના કુંવરી (૨) ગજાભાઈની વાવડીના ગોહિલ શ્રી ભૂપતસિંહજીના કુંવરી. સૂરસિંહજીના રાણી ધનકુંવરબાના પેટે પ્રતાપસિંહજીનો જન્મ તા.૭-૯-૧૯૧૮ના રોજ અને તા.૧૫-૫-૧૯૨૪ના રોજ બચુદાદા નામના બે કુંવરો અને ચાર કુંવરીઓ હતા. તેમના બીજા રાણી માજીરાજબાને કનકસિંહજી નામના કુમાર હતા અને બે પુત્રીઓ હતા.ભાવનગરના મહારાજા કૃષ્ણકુમારસિંહજી સૂરસિંહજીના સગા મામા હતા. ભાવનગર રાજય જેવડા મોટા રજવાડા સાથે આવો નજીકનો સંબંધ હોવાથી તેઓ ઘણા આગળ આવ્યા હતા. આ સિવાય પણ ખીરસરાને વાંસદા, કિશનગઢ, અલવર વગેરે રજવાડા સાથે લોહીના સંબંધો હતા. સૂરસિંહજીએ ઈંગ્લેન્ડમાં અને દહેરાદૂનમાં કેળવણી લીધેલા હોવાથી શિસ્તપ્રિય અને ન્યાયી અને સુધારક રાજવી હતા. તેઓએ ખેતીવાડી અને વેપાર ઉદ્યોગ અને પશુપાલકોની સ્થિતિ સુધરે તે માટે ખાસ પ્રયત્નો કર્યા હતા. આજે પણ ખીરસરામાં આ રાજવીઓની યાદગીરી જાળવતો કિલ્લો ઉભો છે અને તેમાં હોટલ બની છે.



## ૪૬. દ.શ્રી આલાખાચર પ્રથમ - જસદાણ

જસદાણ એ કાઠી રજવાડાઓમાં સૌથી મોટુ અને નમૂનેદાર પ્રગતિશીલ રાજ્ય હતું. જે ખાચર રાજવંશની સ્થાપના વિકાખાચરે ઈ.સ.૧૬૬૫માં કરી હતી. વિકાખાચર બાદ જસદાણના બીજા શાસક ઓઢાખાચર, ત્રીજા વાજસુર ખાચર, ચોથા ચેલાખાચર જેમના પુત્ર આલાખાચર પ્રથમ જસદાણના પાંચમા શાસક બન્યા તેમનો જન્મ તા.૩૦-૪-૧૮૩૧ના રોજ થયો હતો. તેઓ તા.૨૫-૧૧-૧૮૫૧ના રોજ ગાદીએ બેઠા હતા. જેમને સુશોભિત ઢબના મકાનો બાંધવાનો જબરો શોખ હતો. તેઓએ હિંગોળગઢ ઉપર થોડા મકાનો અને જેલ બંધાવી. જસદાણમાં નદી કાંઠે એક ધર્મશાળા અને ગામમાં ઘડિયાળવાળો ટાવર બંધાવ્યો હતો. આલાખાચરે કોઈ વ્યવસ્થિત કેળવણી લીધી ન હતી. છતાં તેની વ્યવહારૂ સૂઝબૂઝને લીધે રાજ્યને પ્રગતિશીલ એ નમૂનેદાર બનાવ્યુ હતું. તેમણે પોતાના શાસનકાળમાં ચાર મહત્ત્વના કાર્યો કર્યા હતા. (૧) નિયમિત ન્યાયાલય (૨) તળાવ અને નહેર (૩) વિદ્યાલયની સ્થાપના (૪) વિંછીયાને ફરતો કિલ્લો. તે અન્ય વ્યક્તિ પાસે પોતાની રોજનીશી લખાવતા અને જે તે પાના નીચે પોતાની સહી કરતા તે રોજનીશીઓ આજે ઈતિહાસના સાધન તરીકે ખૂબ જ ઉપયોગમાં આવે તેવી છે. તેમાંથી તે સમયની રાજકીય, સામાજિક, આર્થિક પરિસ્થિતિની ઘણી વિગતો જાણવા મળે છે. તેઓએ આલણસાગર તળાવ, પાનેલિયાનું તળાવ, રેવાણિયાનું તળાવ એમ ત્રણ તળાવો પોતાના રાજ્યકાળમાં બંધાવ્યા. ઈ.સ.૧૯૦૦ના છપ્પનિયા દુષ્કાળમાં પ્રજાને રાહત આપવા માટે બાખલવડ પાસેનું આલણસાગર તળાવ બંધાવી તા.૧૧-૧૧-૧૯૦૦ના રોજ પોલીટીકલ એજન્ટ કર્નલ હંટરના હાથે ખુલ્લુ મુકાવ્યુ હતું. આ તળાવનું કામ ચાલતુ હતુ ત્યારે ત્યાં માંદાની માવજત માટે ડોક્ટરની પણ સગવડ રાખી હતી અને માંદાને ડોક્ટરની ચીઠ્ઠીથી માફક પડતો ખોરાક મફત મળતો અને મજૂરીની માફી મળતી હતી. તળાવે કામે આવતા મજૂરોને ઠંડુ પાણી, છાશ અને છાંયો પૂરો પાડવામાં આવતો હતો.

તેઓએ જસદાણમાં એક નિશાળની સ્થાપના કરી હતી. જે જસદાણ રાજ્યની પ્રથમ નિશાળ હતી. રેવન્યુ ખાતાની પણ તેમણે વ્યવસ્થિત ગોઠવણ કરી હતી. તેમના રાજ્યકાળ દરમ્યાન વેપારનો પણ વિકાસ થયો હતો. વળી અંગ્રેજો સાથે પણ તેમના સંબંધો સારા રહ્યા હતા. આથી મુંબઈ સરકારે તેમના વિશે તા.૧૪-૧૧-૧૮૭૦ના રોજ અભિપ્રાય આપ્યો હતો કે, ''જસદાણ નાનો તાલુકો હોવા છતાં સુધારામાં આગેવાન છે અને રાજનું કામ રાજા પોતે કરે છે અને રૈયતના લાભ ઉપર પોતે ધ્યાન દે છે.'' ઈ.સ.૧૮૭૩માં તેમણે વિંછીયાને ફરતે કિલ્લો બંધાવ્યો. તેમણે જસદાણથી વિંછીયા સુધીની પાકી સડક બંધાવી હતી, આ સડકની બન્ને બાજુ છાંયાવાળા ઝાડો રોપાવ્યા હતા. બ્રિટીશ સરકારે તેમને ઈ.સ.૧૮૯૭માં સી.એસ.આઈ.નો ઈલ્કાબ આપ્યો અને તે તા.૨૫-૧૧-૧૮૯૮ના રોજ તેમને અર્પણ કરવામાં આવ્યો હતો. બીજો ઈ.સ.૧૯૦૧માં કૈસરે હિંદનો સોનાનો ચાંદ આપવામાં આવ્યો હતો. તેઓએ જસદાણ રાજ્યમાં ન્યાયતંત્રના ક્ષેત્રે સુધારાઓ કરી ન્યાયાલયોની સ્થાપના કરી. પોતે ન્યાય માટે એટલા બધા ચુસ્ત હતા કે, પોતાના સગા મામાને ફાંસીની સજા કરતા અચકાયા ન હતા. તેઓના રાજ્ય કાળ દરમ્યાન કોઈ મુસાફર કે વેપારી જસદાણની સરહદ સુધી લુંટાતો નહીં. તેઓને ચાર રાણીઓ હતા, જેમને છ પુત્રીઓ અને ચાર કુંવરો હતા. તેમનું અવસાન સંવત ૧૯૬૦ મહાસુદી-૧૧ને શુક્રવારે થયુ હતું. ત્યારબાદ તેમના જ્યેષ્ઠ પુત્ર ઓઢાખાચર ૨૯ જૂન, ૧૯૦૪ના રોજ ૫૨ વર્ષની ઉંમરે ગાદીએ બેઠા હતા .જસદાણ રાજયની વસતિ ઈ.સ.૧૮૮૧માં ૨૯,૦૩૭ અને ઈ.સ.૧૯૩૧માં ૩૪,૦૫૩ની હતી



## ૪૭. દ.શ્રીઆલાખાચર બીજા - જસદણ

જસદણ રાજ્યના છેલ્લાં અને આઠમા શાસક આલાખાચર બીજાનો જન્મ તા.૪-૧૧-૧૯૦૫ના રોજ થયો હતો. તેઓએ રાજકોટની રાજકુમાર કોલેજમાં શિક્ષણ લીધુ હતું. તેમના પિતા દ.શ્રી વાજસુર ખાચરનું તા.૧૦ જુલાઈ, ૧૯૧૯ના રોજ અવસાન થયુ ત્યારે તેઓ ૧૪ વર્ષની ઉંમરના હતા આથી રાજ્ય ઉપર મેનેજમેન્ટ સ્થપાયુ, પણ ત્યારબાદ ઓગસ્ટ, ૧૯૨૦માં અંગ્રેજ સરકારે મેનેજમેન્ટને બદલે તેમના માતુશ્રી કમરીબાઈને રાજ્યના રીજન્ટ તરીકે નીમ્યા હતા. જેઓએ ચાર વર્ષ સૌરાષ્ટ્રના અન્ય રજવાડાઓની તુલનામાં નમૂનેદાર શાસન ચલાવ્યુ હતું. આલાખાચર બીજાને ૧લી ડિસેમ્બર, ૧૯૨૪ના રોજ સંપૂર્ણ રાજ્યધુરા સોંપવામાં આવી. તેઓને કમળાબા અને માધવાદેવી નામે બે રાણીઓ હતા. રાજ્યભિષેક સમયે તેમણે નીચે મુજબની ઉદાર સખાવતો જાહેર કરી હતી. (૧) તગાવી અને બીજુ ખેડૂત પાસેનું લેણુ રૂા.૧૧,૧૦૦ માફ કર્યુ. (૨) ભદ્રાવડીમાં એક સ્કૂલ ખોલવામાં આવી. (૩) ગળિયાણા (લીલાપુર)માં સર્કલ બનાવી તે નીચે ગળિયાણા, કડુકા, લાલાવદરમાં ગ્રામ પંચાયતની સ્થાપના કરવામાં આવી હતી. આ સિવાય ખારચિયા, જનડા, કંધેવાળિયા, બંધાળી, સનાળી તથા ભદ્રાવડીમાં પણ ગ્રામ પંચાયતની સ્થાપના કરવામાં આવી હતી. (૪) ખેડૂતને ખેડ હક્કની જમીનો ગીરવે મૂકવા તથા વેંચાણનો કરવાનો હક્ક આપવામાં આવ્યો. (૫) ઈ.સ.૧૯૨૫ની સાલની જમા તથા સુધારા વરાડ ભાયાત તથા મૂળ ગરાસિયાઓનો માફ કરવામાં આવ્યો. (૬) ઈ.સ.૧૮૨૫ની કન્યા ચોરી માફ કરવામાં આવી. (૭) વિંછીયા જસદણ સિવાય બીજા ગામોમાં આઠ આનાને બદલે ચાર આના ગજથી ઘરભેણીની જમીન માલિકી હક્કથી વસ્તીને આપવાનો ઠરાવ કરવામાં આવ્યો. (૮) કેટલાક કેદીઓની સજા માફ કરવામાં આવી હતી.

આલાખાચર બીજાએ દારૂ સામેના પ્રતિબંધના ધારાનો અમલ સખ્તાઈથી કરવા ઉપરાંત અફીણ સામે પણ અમુક અંશે પ્રતિબંધના ધારા અમલમાં મૂક્યા હતા. રાજ્યના દૂધાળા ઢોર, ઘોડા, બળદ વગેરેની ઓલાદ સુધારવા રાજ્યની હદમાં દર વર્ષે જાનવરોના પ્રદર્શનો ભરી ઘોડાની શરતો ગોઠવતા હતા. પોતે કેળવણી લીધેલા હોવાથી તેના તરફ ખાસ ધ્યાન આપ્યુ. આ ઉપરાંત ઉત્સુક વિદ્યાર્થીઓને સ્કોલરશીપ આપતા અને રાજ્યની નિશાળોમાં હરિફાઈની પરીક્ષાનું તથા ઈનામ આપવાનું ધોરણ દાખલ કર્યુ હતું. તેઓએ કપાસ કાંતી સુતર બનાવી તેના કપડા અહીં બનાવવા ઉત્તેજન આપ્યુ હતું. તેઓ સુધારક પ્રકૃતિના હતા. આથી તેમણે કાઠી જ્ઞાતિમાં સુધારાઓ કરવા માટે ઈ.સ.૧૯૨૯માં એક મોટું કાઠી સંમેલન બોલાવી જસદણના ધારા નામે એક પુસ્તક પ્રગટ કરાવી કાઠી જ્ઞાતિમાં સુધારો લાવવા પ્રયત્ન કર્યો હતો. તેમને હિંદી સરકાર તરફથી વંશપરંપરાનો બીજા ક્લાસનો અધિકાર મળતા તા.૧-૧૦-૧૯૩૨ના રોજ દરબાર ભર્યો હતો ત્યારે પણ તેઓએ કેટલીક સખાવતો જાહેર કરી હતા,ઢ ત્યારે બીજા દસ ગામોને ગ્રામ પંચાયતનો લાભ મળતો હતો. તેમાં હવે બીજા દસ ગામોને આ લાભ આપવાનું જાહેર કરવામાં આવ્યુ હતું. જસદણ રાજ્યના તમામ ખેડૂતોના લાભાર્થે ખેડૂત બેંક ખોલવી અને તેમાં સ્ટેટ તરફથી એકંદરે રૂા.૫૦ હજાર દર સાલ રૂા.૧૦ હજાર પ્રમાણે પાંચ વર્ષ સુધી આપવાનું ઠરાવ્યુ હતું. રાજ્યમાં ધાણીવેરાનો કર લેવાતો હતો તે પણ માફ કર્યો હતો. પોતે આવા મોટા સમૃધ્ધ રાજ્યના માલિક હોવા છતાં ખૂબ જ કરકસરથી ખર્ચ કરતા હતા. તેઓનું ૧૦ એપ્રિલ ૧૯૭૩ના રોજ અવસાન થયુ. તેઓને દોઢ લાખનું સાલિયાણુ મળતુ હતું. જસદણ શહેરની વસતિ ઈ.સ.૧૮૯૧માં ૪,૪૦૨. ઈ.સ.૧૯૦૧માં ૪,૬૨૮. ઈ.સ.૧૯૧૧માં ૫,૧૯૬. ઈ.સ.૧૯૨૧માં ૫,૩૧૭. ઈ.સ.૧૯૩૧માં ૬,૦૦૭ની હતી.



# ૪૮. દ.શ્રી ભાયાવાળા રામવાળા - બગસરા

બગસરા ઈતિહાસમાં ભાયાણી બગસરા તરીકે પ્રસિધ્ધ છે. બગસરા એ ઘણી બાબતોમાં જગવિખ્યાત બન્યુ છે. જેમકે હાથસાળના વણાટના કપડા, ગ્લેટવાળા દાગીના, ચોફાળ વ્યક્તિઓમાં દ.શ્રી વાજસુરવાળા, દીવાન વીરાવાળા, દુહાગીર, લુકમાન વોરા, ઉદ્યોગપતિ નજરૂદીન એડનવાલા, ગાંધીવાદી લાલચંદભાઈ વોરા, કે.લાલ જાદુગર, મહમ્મદભાઈ યુસુફભાઈ, કુતુબ આઝાદ..ઈ.સ.૨૦૦૧માં બગસરા શહેરની વસતિ૩૧,૭૯૬ની હતી.

બગસરાએ વાળાઓની પાસે આવ્યા પહેલા બાબરિયાઓની પાસે હતું. તેમની પાસેથી ઈ.સ.૧૫૨૫માં માંચાવાળાએ જીતી લીધુ, માંચાવાળાના પિતાનુ નામ ભાયાવાળા હતુ તેથી બગસરા ભાયાણી તરીકે ઓળખાય છે. બગસરામાં એક કાળે ત્રણ ભાગદારો હતા. (૧) હરસુરવાળા (૨) ગોદડવાળા (૩) વાજસૂરવાળા. આ ત્રણેય વિખ્યાત સામતવાળાના પુત્રો હતા.

આપણે અહીં બગસરાના એક પાંખીના ભાગદાર રામવાળા મૂળુવાળાના પુત્ર ભાયાવાળાને બગસરાના છેલ્લા રાજવી તરીકે જોઈએ છીએ. તેમના પિતા રામવાળાને નાના રામવાળા હસસૂરવાળાનો પણ તાલુકો મળતા તેમનુ રાજ્ય મોટુ બાર ગામવાળુ બની ગયુ હતું.

જેમના રાજ્યનો વિસ્તાર સાડા છ માઈલ સ્કેવેરનો હતો. જેમની વાર્ષિક આવક રૂા.૩૦,૦૦૦ની હતી. તેઓ ગાયકવાડને રૂા.૨૧૨-૧૩-૧૧ ભરતા અને જૂનાગઢને જોરતલબીના રૂા.૧૨૮-૧૦-૮ ભરતા હતા.

ભાયાવાળાનો જન્મ ઈ.સ.૧૯૦૮માં થયો હતો. તેમના પિતા રામવાળાનું સંવત ૧૯૯૯ મહાવદ-૩ને મંગળવારના રોજ અવસાન થતા  તેઓ ગાદીએ બેઠા હતા. તેમને તા.૪-૮-૧૯૨૧ના રોજ રાજકોટની રાજકુમાર કોલેજમાં દાખલ કરવામાં આવ્યા હતા. તેઓના લગ્ન પ્રસંગે ઈ.સ.૧૯૨૨માં જૂનાગઢના નવાબ મહાબતખાનજી ત્રીજાએ પોશાક ભેટ મોકલ્યો હતો. તેઓના  એક જ રાણી હતા તેમનું નામ નામ અમરબા હતું.

ભાયાવાળાએ આમ અતિ ભોળા અને ઉદાર દિલના રાજવી હોવાથી હજુરિયાઓથી વિંટળાયેલા રહેતા હતા. તેઓને તેમની પ્રજા ખૂબ જ વહાલી હતી. તેનો એક દાખલો એવો મળે છે કે, તા.૯-૧૧-૧૯૪૭ના રોજ રીજ્યોનલ કમિશ્નરને પ્રજાજનોએ તાર કર્યો હતો કે જીભાઈ ફોજદાર મુસ્લિમોને ઉશ્કેરે છે અને તેને હટાવવામાં નહીં આવે અને વધારાનો કરવેરો અને વેઠ નહીં બંધ કરવામાં આવે તો અમે માવઝીંઝવા પાછા નહીં જઈએ. ત્યારે તરત જ ભાયાવાળાએ પોતાના વહાલા પ્રજાજનોને જવાબ આપ્યો હતો કે, '' હું વિશ્વાસ આપુ છુ કે, જે કાયદેસર કરવાનુ થશે જે ભૂલો સુધારવાની હશે તે સુધારાશે, વધુમાં તેઓએ કહ્યુ હતુ કે, હું મારી પ્રજાનું હંમેશા સુખ અને શાંતિ અને સમૃધ્ધિ જોવા ઈચ્છુ છું અને તેમને સંતોષ આપવા પ્રયત્ન કરુ છું''

ભાયાવાળાએ એટેચમેન્ટ યોજનામાં જોડાયને બગસરા રાજ્યને વડોદરાના ગાયકવાડ રાજ્ય સાથે જોડાણ કર્યુ હતું. ભાયાવાળાને કોઈ સંતાન ન હોવાથી તેમણે તેમના નાનાભાઈ કુ.શ્રી વાલેરાવાળાના મોટા પુત્ર મહેરામવાળાને દત્તક લીધા હતા. આ દત્તક વિધાન વખતે તા.૧૮-૧૧-૧૯૪૭ના રોજ ગોંડલ મહારાજા ભોજરાજસિંહજી અને પોરબંદર મહારાણા નટવરસિંહજી અને કાઠિયાવાડના અન્ય રાજવીઓ અને મહાનુભાવો હાજર રહ્યા હતા. આ દત્તક વિધાનના શુભ પ્રસંગે ભાયાવાળાએ ખેડૂતો અને અન્ય વસતિ માટે ઘણી બધી નવાજેશો બહાર પાડી હતી. તેઓ સંવત ૨૦૦૯ ભાદરવા સુદ-૯ના રોજ બગસરામાં અવસાન પામ્યા. આજે બગસરામાં દરબારગઢ પાસેના રોડને ભાયાણી રોડ નામ નગરપાલિકાએ આપ્યુ છે.



## ૪૯. દ.શ્રી લક્ષ્મણવાળા-થાણાદેવળી

થાણાદેવળી એ સૌરાષ્ટ્રનું એક મહત્ત્વનું કાઠી સંસ્થાન હતું અને તે ૨૯ ગામો ધરાવતુ અને ત્રીજા અને પછીથી બીજા વર્ગનું રાજ્ય હતું. તેઓનો જન્મ તા. ૪-૧-૧૮૪૯ના રોજ મેંદરડામાં થયો હતો. તેઓએ અગિયાર વર્ષની ઉંમર સુધી દેશી ગુજરાતી નિશાળમાં શિક્ષણ લીધુ હતું. તેઓ તા.૧૭-૯-૧૮૮૩ના રોજ ગાદીએ બેઠા અને ઈ.સ.૧૮૮૯માં થાણાદેવળીમાં રાજગાદી સ્થાપી અને પાંચ વર્ષમાં દરબારગઢો, ઓફિસો, જેલ, ડીસ્પેન્સરી, વિકટોરિયા જ્યુબીલી સ્કૂલ વગેરે બંધાવ્યા. તેઓને ચાર રાણીઓ હતા, તેઓ રામાનુજાચાર્ય સંપ્રદાય પાળતા અને રામાયણના જ્ઞાતા હતા. કાયમ ગીતાપાઠ કરતા હતા, તેઓએ પુષ્કળ જગ્યાએ દાન કર્યા હતા. જ્યારે તેમના દાદા હરસુરવાળા કાશી પગરસ્તે પ્રવાસે ગયા ત્યારે તેમની સાથે ગયા હતા. તેઓ એક સારા ઘોડેસવાર હતા અને એક કલાકમાં ૧૨ માઈલથી વધુ ઘોડા ઉપરની સવારી કરતા હતા. આ સિવાય તલવારનો પટ્ટો ખેલવામાં અને સારા નિશાનબાજ હતા. તેઓને જાનવરો પાળવાનો જબરો શોખ હતો અને પાડા, કુકડા અને ખુંટની લડાઈ કરાવતા હતા. ઈ.સ.૧૮૮૭માં થાણાદેવળીમાં ડીસ્પેન્સરી ખોલી. જેતપુરમાં રૂા.૩૫,૦૦૦ની કિંમતનો દરબારગઢ જૈનોને દાનમાં આપ્યો. રાજકોટમાં લેબોરેટરી બનાવવા રૂા.૩૧,૫૨૨નુ દાન આપ્યુ. આ સિવાય ગામે ગામ ચોરા તથા મંડપો, અવેડા અને ધર્મશાળાઓને ચાર આંકડાઓની રકમના દાન કર્યા હતા. ઈ.સ.૧૯૦૦ના દુષ્કાળ વખતે રૂા. ૩૫,૦૦૦નું અનાજ ગરીબોને આપ્યુ. સંવત ૧૯૬૮ અને સંવત ૧૯૭૫ના દુષ્કાળોમાં જેતપુર, ધોરાજી, રાજકોટ, મેંદરડાની પાંજરાપોળોને ૨૫ લાખ પુળા મફત ઘાસ આપ્યુ હતું. તેઓ ખેડૂતને તરત જ સાત કામ પડતા મૂકીને મુલાકાત આપતા હતા. જો કોઈ ખેડૂત કૂવો બનાવવા ઈચ્છે તો તરત જ રકમ મંજૂર કરી દેતા અને સારા ખેડૂતોને સન્માનરૂપ પાઘડી બંધાવતા હતા. જ્યારે સૂરસિંહજી (પાલીતાણા) અવસાન પામ્યા ત્યારે પોતે ખરા મિત્ર ગુમાવ્યાની લાગણી અનુભવી તે દિવસથી પોતે કાયમને માટે રંગીન સાફો બાંધવાનું બંધ કરી સફેદ પાઘડી બાંધી શોક પાળ્યો હતો. તેઓ એવા ઉદાર ચરિત્ર હતા કે રાજગોર માધાએ આપઘાત કરતા તેના પુત્રએ લક્ષ્મણવાળા વિરૂધ્ધ ખોટી ફરિયાદ પ્રાંત ઓફિસરને કરી હતી, તેવું સાબિત થતા તેને પણ પ્રજાજન ગણી માફી આપી હતી.તેઓએ પોતાના રાજ્યકાળ દરમ્યાન થાણાદેવળી, મોટાદેવળિયા, ઘુઘરાળા, મતિરાળા એમ ચાર ગામોમાં મફત શિક્ષણ આપતી સ્કૂલો સ્થાપી હતી. તેમને બ્રિટીશ સરકાર તરફથી ઈ.સ.૧૯૧૧માં દિલ્હીમાં નામદાર શહેનશાહ બહાદુરના કોરોનેશન વખતે સી.આઈ.ઈ.નો ઈલ્કાબ આપવાનું જાહેર થયુ અને તા.૧૭-૧૨-૧૯૧૨ના રોજ રાજકોટમાં તેમને એ ઈલ્કાબ અર્પણ કરવામાં આવ્યો હતો. તેઓએ પ્રથમ વિશ્વ યુદ્ધમાં બ્રિટીશ સરકારને ૩૭,૦૦૦ની મદદ કરી હતી અને રાજકોટનો ઉતારો યુદ્ધ સમયે વાપરવા આપ્યો હતો.

લક્ષ્મણવાળાને ચાર રાણીઓ હતા. તેને પાંચ કુંવરો થયા પણ એકેય હયાત ન રહેતા તેમણે લુણી દ.શ્રી કાળાવાળાના પુત્ર અમરાવાળાને દત્તક લીધા હતા. દ.શ્રી લક્ષ્મણવાળાને છેલ્લે બે વર્ષથી પગે વાનું દર્દ હતું અને તા.૧૨-૫-૧૯૨૨ના રોજ તેઓ અવસાન પામ્યા. જેઓની દહનક્રિયા રામેશ્વર મંદિરથી ઉત્તર બાજુના પડતર પ્લોટમાં કરવામાં આવી હતી. તેઓની ખાંભી જેતપુરમાં સંવત ૧૯૭૯માં ઉભી કરવામાં આવી હતી. થાણાદેવળીને આજે અમરનગર કહે છે તેની ઈ.સ.૨૦૦૧માં વસતિ ૪,૨૨૧ની હતી.



## ૫૦. દ.શ્રી અમરાવાળા - થાણાદેવળી

આ રાજવીના કાળમાં થાણાદેવળી રાજ્યને બીજા વર્ગમાં મૂકવામાં આવ્યુ હતું. તેમનો જન્મ તા.૨૮-૧૧-૧૮૮૬ના રોજ લુણી ગામમાં થયો હતો. અમરાવાળાએ કાઠી જ્ઞાતિમાં શિક્ષણપ્રેમી અને દાનવીર અને જ્ઞાતિપ્રેમી તરીકેની નામના મેળવી હતી. જેઓએ રાજકોટની રાજકુમાર કોલેજમાં શિક્ષણ મેળવ્યુ હતું. તે પિતાના સમયથી રાજકાજમાં ભાગ લેવા માંડ્યા હતા અને તેમને રાજા મહારાજાના સંપર્કમાં રાખવામાં આવતા હતા. તેઓનો રાજ્યાભિષેક તા.૨૩-૧૦-૧૯૨૨ના રોજ કરવામાં આવ્યો હતો. ગાદીએ બેસતાની સાથે જ તેમણે ઘણી ઉદાર જાહેરાતો કરી હતી. ખેડૂત પાસેથી તમામ લેણુ માફ કર્યુ. તમામ નોકરોને એક માસનો પગાર ઈનામમાં આપવામાં આવ્યો. પાંચ વિધવાઓને પેન્શન કરી આપ્યુ. તમામ પાકા કામના કેદીઓને મુક્ત કરવામાં આવ્યા, પછી પોતે થાણાદેવળી રાજ્યને વિકસાવવામાં અથાગ પ્રયત્નો કર્યા અને ૨૨ જેટલા જુદા જુદા ધારાઓ અમલમાં મૂક્યા હતા.

આ ધારા ઉપરથી તેમના રાજ્યની વ્યવસ્થાનો આપણને ખ્યાલ મળે છે કે, આ રાજ્યમાં કેવી વ્યવસ્થા હતી. તેઓએ રાજ્યમાં વેઠની પ્રથા તદ્દન બંધ કડક હાથે કરી હતી. ખેડૂતોને તે પણ તેમના પિતાની જેમ ખૂબ ચાહતા અને દુષ્કાળ વખતે વિઘોટી માફ કરતા. પોતે રાજ્યને ખૂબ જ આગળ પડતુ બનાવ્યુ અને અનેક સુવિધાઓ પ્રજાને પૂરી પાડી હતી. જેમાં ગંગાજળિયા કૂવા ઉપર ઈ.સ.૧૯૨૫માં રૂા.૩૦,૦૦૦ના ખર્ચે ઈલેક્ટ્રીક પાવર હાઉસ ઉભુ કરી પ્રજાને લાઈટની સુવિધા આપી. થાણાદેવળીથી દેવળાના સિમાડા સુધી બે માઈલની સડક બંધાવી. ગામમાં રૂા.૬૦,૦૦૦ના ખર્ચે હજુર પેલેસ બાંધી લક્ષ્માણવિલાસ નામ આપ્યુ. આ સિવાય યુરોપિયન ગેસ્ટ હાઉસ રામવિલાસ નામે ઈ.સ.૧૯૨૮માં રૂા.૧૩,૦૦૦ના ખર્ચે બાંધ્યુ. મોટા કોટડામાં ઈ.સ.૧૯૨૯માં અમરગેઈટ બાંધ્યો. નવી સાંકળી, ચાંદ્રવાડીમાં બંગલાઓ બંધાવ્યા. ઈ.સ.૧૯૩૨માં લખેશ્વર, જશેશ્વર અને રાધા-કૃષ્ણના મંદિરો રૂા.૩૦૦૦ના ખર્ચે બંધાવ્યા. ઈ.સ.૧૯૩૬માં હોસ્પિટલ અને ગુજરાતી સ્કૂલનું નવુ મકાન બાંધ્યુ. તેઓ ગાદીએ બેઠા ત્યારે રાજ્યમાં ચાર સ્કૂલ હતી, તેને વધારીને ૧૬ કરી અને થાણાદેવળી રાજ્યમાં કન્યા શાળા પણ સ્થાપી. વળી તમામ સ્કૂલોમાં મફત શિક્ષણના ધોરણને ચાલુ રાખ્યુ. પોતાના પ્રજાજન પાણિયાના પટેલ કરશન વાલજીના પુત્રને ભાવનગર કોલેજમાં ભણવા સ્કોલરશીપ આપી હતી. આ સિવાય પણ ઘણી સ્કોલરશીપો તેણે પ્રજાજન તેમજ કાઠીના બાળકો માટે જાહેર કરી હતી. રાજ્યમાં પ્રજાના રક્ષણ માટે રાજ્યના ચારેય મહાલમાં એક એક ફોજદાર નિમ્યા હતા. આ સિવાય દરેક ગામમાં કાંટિયા વર્ણનાને પસાયતા તરીકે નિમવામાં આવ્યા હતા. આથી ઈ.સ.૧૯૨૨ થી '૩૭ સુધીમાં એકપણ ડાકાયતી ગુનો રાજ્યમાં બન્યો ન હતો. વસ્તીને ન્યાય આપવા એક બાહોશ ન્યાયધિશ નીમવામાં આવતો અને તેમના ઠરાવ ઉપર સર ન્યાયાધિશની કોર્ટમાં ફેંસલો ઠરાવી છેવટની અપીલ હજુર કોર્ટમાં કરવામાં આવતી હતી, તે ઠરાવ ખુદ અમરાવાળા આપતા હતા. ઈ.સ.૧૯૨૨ પછી તળપદ થાણાદેવળીમાં મ્યુનિસિપાલિટીના તંત્રનો પ્રજાજનોને લાભ આપ્યો હતો. રાજ્યમાં વેપારનો વિકાસ થાય તે માટે તાર ઓફિસ અને પોસ્ટ ઓફિસ પણ ખોલવામાં આવી હતી. પ્રજાજનોએ તેમના નામને અમર રાખવા થાણાદેવળીનું નામ બદલીને અમરનગર તેમની સુવાસને કારણે જ કર્યુ છે. તેઓ ૨૯ સપ્ટેબર ૧૯૬૦ના રોજ અવસાન પામ્યા. તેઓને ૧લાખનું સાલિયાણુ મળતુ હતું. થાણાદેવળી રાજયની વસતિ ઈ.સ.૧૮૯૧માં૧૨,૫૦૬.ઈ.સ.૧૯૦૧માં ૧૧,૫૬૮.ઈ.સ.૧૯૧૧માં ૧૧,૯૪૨. ઈ.સ.૧૯૨૧માં ૧૧,૪૩૬. ઈ.સ.૧૯૩૧માં ૧૬,૦૦૫ની હતી.



# ૫૧. દ. શ્રી રાવતવાળા - બીલખા

બીલખા એ વાળાઓની વીરાણી પેટાશાખાનું રાજ્ય હતું. જ્યારે બીલખાના રાજવંશના મૂળ પુરૂષ વીરાવાળા હતા. જે વીરાવાળાને ત્રણ પુત્રો હતા. કાથડવાળા, કુંપાવાળા અને ઓઘડવાળા. જેમાં બીલખાના રાજવંશની સ્થાપના ઓઘડવાળાએ કરી હતી.

વીરાવાળાને ત્યાં ઓઘડવાળાનો જન્મ કોઈ યોગીના આશીર્વાદથી થયેલો અને તેમને રાજ મળશે એવી કોઈએ ભવિષ્યવાણી ઉચ્ચારી હતી તે સાચી પડી. કારણ કે, ઓઘડવાળાના જન્મ વખતે જ તેમના પિતા વીરાવાળાને જૂનાગઢના નવાબે ૧/૩ ભાગ કુંવર પછેડામાં આપ્યો હતો. આથી જેતપુર દરબાર વીરાવાળા બીલખામાં રહેવા લાગ્યા, તેની સાથે સાથે બીજા કાઠીઓ પણ ત્યાં વસવાટ કરવા લાગ્યા.

ભાયામેર પાસેથી વાળાઓએ બીલખાની ચોવીસીની સંપૂર્ણ સત્તા પોતાના હાથમાં લઈ લીધી હતી. ઓઘડવાળાને ત્રણ પુત્રો થયા. (૧) આલાવાળા (૨) સોમલાવાળા (૩) સાતાવાળા. જેમાં આલાવાળાના વંશમાં દેવદાનવાળા, કાળાવાળા, નાજાવાળા અને કાથડવાળા થયા,જે કાથડવાળાથી બીલખાનો એક ભાગદારનો નિર્વંશ ગયો. જ્યારે સાતાવાળાને ભીમાવાળા નામના પુત્ર હતા. જે ભીમાવાળાને બે પુત્રો થયા. (૧) આલાવાળા (૨) દેશાવાળા. જેમાં આલાવાળાને પાંચ પુત્રો થયા. જેમાં એક રામવાળાહતા. જે રામવાળાના પુત્ર એ આ રાવતવાળા.

રાવતવાળાએ રામવાળાના મોટા પુત્ર (જન્મ ૧૯ જાન્યુ. ૧૯૦૬)હતા. જેના નાના ભાઈનું નામ હાથિયાવાળા હતું.બન્નેએ રાજકોટની રાજકુમાર કોલેજમાં શિક્ષણ મેળવ્યુ હતું. ઈ.સ.૧૯૨૦માં રાવતવાળાના પિતા રામવાળાનું અવસાન થતા રાવતવાળા ગાદીએ બેઠા, પરંતુ તેઓ સગીર વયના હોવાથી તા.૨૩-૭-૧૯૨૦ થી બ્રિટીશ સરકારનું મેનેજમેન્ટ સ્થપાયુ હતું. બીલખાના એક ભાગદાર કાથડવાળાનું અપુત્ર અવસાન થતા તેમના રાજ્ય અંગે તકરાર ચાલી. પછી તેમનો ગરાસ રાવતવાળાને તા.૧૯-૧-૧૯૨૮ના રોજ સોંપવામાં આવ્યો હતો. પછી રાવતવાળાને ખાસ સત્તા આપવામાં આવી હતી. તેઓ ત્રણ વર્ષની સજા અને રૂા.૫,૦૦૦ સુધીનો દંડ ફોજદારી કામમાં કરી શકતા હતા. જ્યારે રૂા.૧૦,૦૦૦ સુધીના સિવિલ દાવાઓ સાંભળી શકતા હતા. બીલખા રાજ્ય રૂા.૩,૮૧૦-૧૩-૬ બ્રિટીશ સરકારને અને રૂા.૨૨૫-૧૩-૯ ગાયકવાડને અને રૂા.૩૨૨ જૂનાગઢને જોરતલબીના ભરતા હતા. રાવતવાળા ક્રિકેટ, ટેનીસ અને વોલીબોલના ખૂબ જ સારા ખેલાડી હતા. તેમણે રાજકોટમાં એક જીમખાનુ બનાવી આપી રમતવીરોને અર્પણ કર્યુ હતું. જેઓએ ટેનીસમાં તો અનેક ઈનામો મેળવ્યા હતા. તેઓ સારા એવા નિશાનબાજ શિકારી પણ હતા. તેમના નામથી આજે પણ બીલખામાં (રાવતેશ્વર મહાદેવ, ધર્માલય છે જે મોટા રાવતવાળાના નામ ઉપરથી છે.) રાવતસાગર અને રાવતપરા આ રાજવીની યાદગીરી જાળવતા ઉભા છે,તેમણે તેમના રાણી દેવકુંવરબા ઉપરથી દેવગઢ અને કુ.શ્રીહરિશ્ચંદ્રસિંહજી,કુ.શ્રી કિશોરસિંહજી(રાષ્ટ્રીયખ્યાતનામ ચિત્રકાર) ઉપરથી હરિપર અને કિશોરગઢ નામના ગામો વસાવ્યા હતા. રાવતવાળાના યુવરાજ શ્રી જસવંતસિંહજી છે,જેઓના નામ ઉપરથી ચિત્તલની પાસે જસવંતગઢ નામનુ ગામ વસેલ છે. રાવતવાળા ખૂબ જ સ્વાભિમાની પ્રકૃતિના અને મોભાદાર અને શરમવાળા રાજવી હતા. તેથી તેઓએ નજીવા કારણસર પોતાના નામની કીર્તિ માટે ૧૦ ઓક્ટોબર ૧૯૬૫ના રોજ આપઘાત કર્યો હતો. જેઓને બીલખામાં અગ્નિદાહ અપાયો તે ભુવન નામે ઓળખાતી જગ્યાએ એક મંદિર બાંધવામાં આવ્યુ છે. જેઓને ૧લાખનું વાર્ષિક સાલિયાણુ મળતુ હતુ.ઈ.સ. ૨૦૦૧માં બીલખા ગામની વસતિ૧૧,૦૦૬ની હતી.



# ૫૨. દ. શ્રી જેઠસુરભાઈ ખાચર - આણંદપુર

ઝાલાવાડ પ્રાંતના ચોટીલા થાણા નીચે ખાચર દરબારોનો ચોવીસ ગામનો તાલુકો આવેલો હતો. આ આણંદપુર ગામને ફરતો કોટ બાંધેલો છે. આણંદપુરના ખાચર દરબારોએ રામાણી શાખાના ખાચર છે. આણંદપુરમાં ચાર ભાગદાર હતા.

દ. શ્રી જેઠસુરભાઈ ખાચરનો જન્મ માણસુર ખાચરને ઘેર સજુબાઈની કુખે તા.૯-૯-૧૮૬૯ના રોજ થયો હતો. જેઓનું બાળપણ ખૂબ જ સારી રીતે અને બીજાને નવાઈ પમાડે તે રીતનું વિત્યુ હતું. તેઓને તા.૧-૧૨-૧૮૭૮ના રોજ સ્થાનિક ગુજરાતી શાળામાં અભ્યાસ કરવા માટે બેસાડવામાં આવ્યા હતા, ત્યાં પણ તેમણે પોતાની બુદ્ધિશક્તિનો પરિચય કરાવ્યો હતો અને હોંશિયાર અને ચપળ વિદ્યાર્થીઓમાં સ્થાન પામ્યા હતા. પછી તેઓને તા.૧૦-૪-૧૮૮૧ના રોજ વઢવાણની તાલુકદારી ગિરાસિયા કોલેજમાં દાખલ કરવામાં આવ્યા હતા, ત્યાં તેઓ પ્રિ.એ.એસ. સ્ટ્રીપ સાહેબનો પ્રેમ મેળવી શક્યા હતા. તેઓએ લગભગ આઠ વર્ષ સુધી અંગ્રેજી અભ્યાસ કર્યા પછી તેઓએ ૨૦ વર્ષની વયે તા.૯-૪-૧૮૮૯ના રોજ કોલેજ છોડી તેઓના વિશે કેળવણી ખાતાના ઈન્સ્પેકટરે ખાસ રિમાર્ક કરેલ કે, ''સ્કૂલમાં પહેલો નંબર જેઠસુર ખાચરનો આવે છે અને શિક્ષકો, પ્રિન્સિપાલનો પ્રેમ અને આશીર્વાદ મેળવેલ છે.''

તેઓએ અભ્યાસ પૂર્ણ કર્યા પછી તેમના પિતાના કાળમાં તકરારમાં અંગ્રેજ સરકારે તેમનો ગરાસ જપ્ત કર્યો હતો. તે પાછો મેળવવા ઝાલાવાડમાં જ રહ્યા અને ઝાલાવાડના પોલીટીકલ એજન્ટ એચ.એલ. નટ સાહેબ પાસે પોતાનો તાલુકો પરત મેળવવાનો હુકમ કરાવ્યો હતો. પછી તા.૩-૫-૧૮૯૦ના રોજ તેમનો જપ્ત થયેલ ગરાસ પરત મળ્યો હતો. પોતે તાલુકાની સત્તા હાથમાં લઈ રાજ્યમાં સુધારાઓ દાખલ કર્યા અને કામદાર તરીકે વાણિયા ત્રિભુવન કેશવજી અને ફોજદાર ઓધવજી હિરજી ભટ્ટને નીમ્યા જે મેટ્રીક પાસ થયેલા હતા. પછી પોતે દરેક કામ જાતે કરવાનું રાખ્યુ. તાલુકાની ઉપજ વધારવા જમીનમાં ખાતર નંખાવ્યુ, નબળા ખેડૂતોને મદદ કરી, કરવેરા હળવા કર્યા, ખેડૂતો પાસેથી જમીનો પડાવી નહીં લેવામાં આવે તેવુ વચન આપ્યુ. આથી તાલુકાની ઉપજ ૬,૦૦૦માંથી વધી ૧૦,૦૦૦ની થઈ ગઈ. તેઓએ સત્તા હાથમાં લઈ આણંદપુરમાં જેલ અને દરબારગઢ બાંધ્યા હતા. તેઓ કાયમ તો સાદો પોશાક પહેરતા પણ પ્રસંગોપાત પાયજામો, બંડી, માથે આંટીયાળી પાઘડી, બિરજીસ ઉપર ભેટ બાંધતા અને ભેટ ઉપર સોનેરી ચગદાવાળો કમ્મરપટ્ટો પહેરતા તે પટ્ટામાં સોનેરી મુઠની તલવાર કેડે લટકાવતા અને ભેટમાં કટાર વગેરે હથિયાર અને હાથમાં છરી રાખતા હતા.

જેઠસુર ખાચરના નાના ભાઈ કાળુ ખાચર અભણ હતા. તેમને ટીલાયત ધારાની બીક લાગતા મુંઝાતા હતા અને બન્ને ભાઈઓ વચ્ચે કુસંપના બીજ રોપાણા અને આખરે એક દિવસ જેઠસુર ખાચરે કાળુ ખાચરને બંદૂકની ત્રણ ગોળીઓ ધરબી દીધી અને પછી પસ્તાવો થતા પોતે પણ ત્યાં જ હાથે ગોળી ખાઈને તા.૩૦-૫-૧૯૦૫ના રોજ આપઘાત કર્યો હતો. આ સમાચાર તેમના પ્રિ.એસ.એ.સ્ટ્રીપ સાહેબને પડતા તેઓ પણ આણંદપુર ખરખરો કરવા આવ્યા અને ટોપી પછાડીને બોલ્યા હતા કે, જેઠસુર ખાચર આ તમારે કરવાની જરૂરત ન હતી ? આજે પણ આણંદપુરના પાદરમાં આ બન્ને ભાઈઓની દેરીઓ ઉભી છે.ઈ.સ.૨૦૦૧માં આણંદપુર ગામની વસતિ૧૮૭૮ની હતી.



## ૫૩..ઠાકોરસા.બેચરસિંહજી ઝાલા - ચુડા

વઢવાણના જ પણ બુંદી, કોટાથી આવેલા આ બન્નો ભાઈઓ માધવસિંહજીના પુત્રો હતા(૧) અર્જુનસિંહજી (૨) અભયસિંહજી. તે બન્ને ભાઈઓ વચ્ચે રાજ્યની વહેંચાણી થતા અર્જુનસિંહજીના ભાગમાં વઢવાણ આવ્યુ. જ્યારે અભયસિંહજીના ભાગમાં ચુડા આવ્યુ. તેથી તેઓ ચુડા રાજ્યના સ્થાપક ગણાયા અને તેઓએ ઈ.સ.૧૭૦૭ થી ૧૭૫૦ સુધી શાસન ચલાવ્યુ હતું. તે પછી (૨) રાયસિંહજી ઈ.સ. ૧૭૫૦ થી ૧૭૬૦ (૩) ગજસિંહજી ઈ.સ.૧૭૬૦ થી ૧૭૮૦ (૪) હઠીસિંહજી ઈ.સ.૧૭૮૦ થી ૧૮૨૦ (૫) અભયસિંહજી બીજા (૬) રાયસિંહજી બીજા (૭) બેચરસિંહજી આ ત્રાણેય શાસકોએ ઈ.સ.૧૮૨૦ થી ૧૯૦૮ સુધી શાસન ચલાવ્યુ હતું. (૮) જોરાવરસિંહજી ઈ.સ.૧૮૦૮ થી ૧૯૨૦ (૯) બહાદૂરસિંહજી ઈ.સ.૧૯૨૦ થી ૧૯૪૮ (૧૦) ધમેન્દ્રસિંહજી ઈ.સ.૧૯૪૮.

ચુડા રાજ્યનો વિસ્તાર ૭૮.૨ સ્કેવેર માઈલનો હતો આ રાજયમાં ચુડા, ઝીંઝાવદર, કુડલા, ગોખરવાડા, ચાચકા, મીણાપુર, જેપર, ભૃગુપુર, છતરિયાળા, રામદેવગઢ, ચોકડી, બોરાણા, ભેંસજાળ, વેળાવદર એમ કુલ ૧૪ ગામો હતા.ઈ.સ.૧૯૩૪-૩૫ દરમ્યાન આ રાજ્યની અંદાજિત આવક રૂા.૧,૦૨,૦૦૦ અને જાવક રૂા.૮૮,૦૦૦ હતી. ચુડા રાજ્ય વાર્ષિક રૂા.૬,૪૬૭-૬-૫ બ્રિટીશ સરકારને અને રૂા.૬૭૬ જૂનાગઢને જોરતલબીના ભરતા હતા.

ચુડા રાજયનીવસતિ ઈ.સ.૧૮૮૧માં ૧૩,૪૯૫. ઈ.સ.૧૮૯૧માં ૧૩,૧૨૩.ઈ.સ.૧૯૦૧માં ૧૨,૦૦૫. ઈ.સ.૧૯૧૧માં ૧૨,૫૯૦. ઈ.સ.૧૯૨૧માં ૧૧,૩૩૩. ઈ.સ.૧૯૩૧માં ૧૨,૯૧૫ હતી અને ચુડાગામની વસતિ ઈ.સ.૧૮૮૧માં ૫,૦૬૧. ઈ.સ.૧૮૯૧માં ૫,૩૨૬.ઈ.સ.૧૯૦૧માં ૫,૫૮૧. ઈ.સ.૧૯૧૧માં ૫,૮૬૦. ઈ.સ.૧૯૨૧માં ૫,૪૬૩. ઈ.સ.૧૯૩૧માં ૬,૩૩૮ની હતી.ઈ.સ. ૨૦૦૧માં ચુડા ગામની વસતિ ૧૪,૫૬૧ની હતી.

.અભયસિંહજીએ ચુડામાં ગાદી સ્થાપી તેમને રાયસિંહજી, ઉમેદસિંહજી અને રાજશી નામના ત્રાણ પુત્રો હતા. ઈ.સ.૧૭૫૦માં અભયસિંહજી અવસાન પામતા પાટવી કુમાર રાયસિંહજી ચુડાની ગાદીએ બેઠા. જ્યારે કુ.શ્રી ઉમેદસિંહજીને મેમકા (મેમકા છુટયા બાદ) ઉમેદસિંહજીને ચુડા તરફથી કરમડ નામનુ ગામ આપવામાં આવ્યુ હતું તથા રાજસિંહજીને ભેંસજાળ નામનુ ગામ ગરાસમાં આપ્યુ હતું. રાયસિંહજીના સમયમાં પાળિયાદના કાઠી દરબારોએ ચુડા ઉપર ચડાઈ કરી, તેમાં રાયસિંહજી મૃત્યુ પામ્યા.પરંતુ પછીથી ચોથા શાસક તરીકે જે હઠીસિંહજી (ઈ.સ. ૧૭૮૦ થી ૧૮૨૦) થયા તેમાણે ખાચર દરબારો પાસેથી ચુડા પાછુ મેળવી લીધુ.પાંચમા શાસક તરીકે અભયસિંહજી બીજા બન્યા પછી રાયસિંહજી અને બેચરસિંહજી વગેરે શાસકો થયા જેમાં બેચરસિંહજીએ ચુડા રાજ્યને આબાદ બનાવવામાં અને સુખ સગવડો વધારવા સારી સારી એવી મહેનત લીધી હતી.બેચરસિંહજી ૧૩ જાન્યુઆરી ૧૯૦૮ના રોજ અવસાન પામ્યા. બેચરસિંહજી પછી જોરાવરસિંહજી (પૌત્ર) ચુડાના આઠમા શાસક બન્યા.

ચુડા રાજય પ્રમાણમાં નાનુ હોવા છતાં તેના સંબંધો મોટા રાજયો સાથે હતા અને તે નીચે રાજયો સાથે લગ્ન સબંધોથી જોડાયેલુ હતું જેમકે ગોંડલ, મોરબી, મૈસુર, વિજયનગર, માણસા, સાણંદ . આજના કુ.શ્રી ફાલ્ગુનસિંહજી લાઠીના કુંવરી હેમાંગિનીદેવી સાથે પરણ્યા છે.



# ૫૪. .ઠાકોરસા. જોરાવરસિંહજી ઝાલા - ચુડા

વઢવાણ રાજયના રાજોજીને ભાવસિંહજી નામે એક કુમાર હતા, તેમને ઈડર લઈ જવામાં આવ્યા હતા. પછી તેઓને સાવરગઢના કુંવરી પરણાવવામાં આવ્યા હતા, તેનાથી તેમને ત્યાં કુ.શ્રી માધવસિંહજીનો જન્મ થયો હતો એ માધવસિંહજીએ બુંદી, કોટાના મહારાજાની સેવા બજાવી,તેઓને ત્રણ પુત્રો હતા. (૧) મદનસિંહજી(૨)અર્જુનસિંહજી(૩) અભયસિંહજી, તેમાં બે પુત્રોએ વઢવાણ આવી પોતાના પિતરાઈભાઈ ભગવતસિંહજીની પાસેથી રાજય જીતી લઈ વઢવાણની ગાદી હાથ કરી હતી. એ સમયે વઢવાણ તથા ચુડા નીચે  બાર બાર ગામ હતા અને એ ચોવીસી એક જ ગણાતી હતી.

પછી બન્નો ભાઈઓ વચ્ચે ગરાસની વહેંચણી થતા ઈ.સ.૧૭૦૭ માં અભયસિંહજીએ ચુડાની સ્વતંત્ર ગાદી સ્થાપી, તેઓને રાયસિંહજી, ઉમેદસિંહજી, તથા રાજસિંહજી નામના ત્રણ કુમારો હતા. જે અભયસિંહજી ઈ.સ.૧૭૫૦ માં અવસાન પામ્યા તે પછી રાયસિંહજી ચુડાની ગાદીએ બેઠા હતા.

આ રાયસિંહજીને ગજસિંહજી, કશલસિંહજી,વેરોજી તથા પૃથ્વીરાજજી નામે ચાર કુંવરો હતા. રાયસિંહજી ઈ.સ.૧૭૬૦માં અવસાન પામ્યા. પછી ગજસિંહજી ગાદીએ બેઠા, કશળસિંહજી તથા પૃથ્વીરાજસિંહજી નિસંતાન અવસાન પામ્યા, જયારે વેરાજીને મીણપરનો ગરાસ આપવામાં આવ્યો હતો.

ગજસિંહજીને પાંચ પુત્રો હતા, તેઓ ચાચકા ગામે કાઠી દરબારો સાથે થયેલી લડાઈમાં મૃત્યુ પામ્યા. પછી હઠીસિંહજી ગાદીએ આવ્યા તેમણે તેમના ભાઈઓને  અભેસિંહજીને ભડકવા અને વખતસિંહજીને વેળાવદર ગામ ગરાસમાં દીધુ હતું હઠીસિંહજી ખૂબ હિંમતવાળા રાજવી હતા તેમને ત્રણ પુત્રો હતા, તેમણે તેમના કુમાર નાહરસિંહજી ને ચાચકા ગામ અને રતનસિંહજી ને વાણિયાવદરનો ગરાસ આપ્યોહતો.

પછી અભેસિંહજી બીજા ગાદીએ આવ્યા  તેમને પણ બેપુત્રો હતા. તેમના પછી રાયસિંહજી બીજા ગાદીએ આવ્યા તેઓએ પ્રજાને સુરક્ષા પૂરી પાડી રાજયનું રક્ષાણ કર્યુ તેમને બે પુત્રો થયા (૧) બેચરસિંહજી  (૨) વખતસિંહજી . રાયસિંહજી ઈ.સ.૧૮૫૪માં અવસાન પામતા ૯ ફેબ્રુઆરી ૧૮૪૦ના રોજ જન્મેલા બેચરસિંહજી  ગાદીએ બેઠા અને વખતસિંહજી ને ઝીંઝાવદર ગામ ગરાસમાં આપ્યુ હતું. બેચરસિંહજી ના રાજયકાળ દરમ્યાન જ પાટવીકુંવર માધવસિંહજી અવસાન પામ્યા હતા, તેથી પછી પૌત્ર જોરાવરસિંહજી  ગાદીએ આવ્યા હતા.

જોરાવરસિંહજી તા. ૧૯-૪-૧૮૮૬ના રોજ જન્મ્યા હતા.  તે ૨૨ ફેબ્રુઆરી ૧૯૦૮ના રોજ ગાદીએ બેઠા હતા,તેઓ સારા આર્ટીસ્ટ અને પેન્ટર હતા. તેઓ તા.૨૧-૧૨-૧૯૨૦ના રોજ મૃત્યુ પામ્યા.પછી તા. ૨૩-૪-૧૯૦૯ના રોજ જન્મેલા બહાદૂરસિંહજી ગાદીએ નવમાં શાસક તરીકે તા.૨૧ડિસેમ્બર ૧૯૨૦ના રોજ ગાદીએ બેઠા જે સગીર હોવાને કારણે મેનેજમેન્ટથી રાજ ચાલ્યું અને તા. ૭-૨-૧૯૨૯ના રોજ તેને પૂર્ણ સત્તા સોંપાઈ. બહાદૂરસિંહજીએ રાજ્યને સારી એવી નામના અપાવી હતી, તેઓ ઈન્ડિયન કલાસિકલ મ્યુઝિકમાં રસ ધરાવતા હતા, તેમણે સંસ્કૃત પાઠશાળા, હરિજન શાળા,  વોરા હોસ્પિટલ સ્થાપી જેમના સમયમાં ભારત આઝાદ થયું ત્યારે તેમના યુવરાજ ધર્મેન્દ્રસિંહજી હતા.ચુડાને રૂા.૫૧,૨૫૦ સાલિયાણુ મળતું.

# સંદર્ભગ્રંથો


(૧) સૌરાષ્ટ્ર દેશનો ઈતિહાસ - ભગવાનલાલ સંપતરામ ઈ.સ.૧૮૬૮.
(૨) સૌરાષ્ટ્રનો ઈતિહાસ - ભગવાનલાલ સંપતરામ ઈ.સ.૧૯૦૮.
(૩) સૌરાષ્ટ્રનો ઈતિહાસ - શંભુપ્રસાદ દેસાઈ ઈ.સ.૧૯૯૦.
(૪) સૌરાષ્ટ્ર ઈતિહાસ દર્શન -ગોરધનદાસ મહેતા ઈ.સ.૧૯૩૭.
(૫) સૌરાષ્ટ્રનો ઈતિહાસ - એસ.વી. જાની ઈ.સ.૨૦૦૩.-
(૬) સૌરાષ્ટ્ર ઈતિહાસને પાને - પ્રદ્યુમ્ન ભ. ખાચર ફૂલછાબ, કટાર, બુધવાર પૂર્તિ.
(૭) ઝાલાવંશવારિધી - નથુરામ શુક્લ ઈ.સ.૧૯૧૭-૧૮.
(૮) વિભાવિલાસ - વજમાલજી મહેડુ ઈ.સ.૧૮૯૭.
(૯) યદુવંશપ્રકાશ - માવદાનજી રત્નુ ઈ.સ.૧૯૩૪.
(૧૦) મકરધ્વજવંશી મહિપમાળા - જગજીવનરામ પાઠક ઈ.સ.૧૯૨૨.
(૧૧) શ્રી યશવંતજીવન ચરિત્ર - વસનજી રાઘવજી જોશી ઈ.સ.૧૮૯૬.
(૧૨) ગોંડળનો ઈતિહાસ - જીવરામ કાળીદાસ શાસ્ત્રી ઈ.સ.૧૯૨૭.
(૧૩) ભારત રાજ્ય મંડળ - અમૃતલાલ ગો. શાહ ઈ.સ.૧૯૦૨.
(૧૪) મહાબત આલ્બમ - જી.એ. શેખ ઈ.સ.૧૯૩૮.
(૧૫) શિહોરની હકીકત - દેવશંકર ભટ્ટ ઈ.સ.૧૯૧૯.
(૧૬) કાઠિયાવાડ સર્વસંગ્રહ (અનુવાદ) - જે.ડબલ્યુ. વોટસન ઈ.સ.૧૮૮૬.
(૧૭) દ.શ્રી આલાખાચરનું જીવન ચરિત્ર - જેઠમલ સ્વામી ઈ.સ.૧૯૪૦.
(૧૮) દ.શ્રી જેઠસુર ખાચરનું જીવન ચરિત્ર - જેઠમલ સ્વામી ઈ.સ.૧૯૩૯.
(૧૯) સોરઠના અંતિમ બાબી શાસક - જયસુખલાલ સોઢા ઈ.સ.૨૦૦૨.
(૨૦) લીંબડી રાજ્યનો ઈતિહાસ - મુગટલાલ બાવીસી ઈ.સ.૨૦૦૦.
(૨૧) ભાવનગર રાજ્યનો ઈતિહાસ (સંપાદકો)-પી.જી.કોરાટ, એસ.વી. જાની, ભાલ.
(૨૨) ઈતિહાસ સુમન - પ્રદ્યુમ્ન ભ. ખાચર ઈ.સ.૨૦૦૧.
(૨૩) સૌરાષ્ટ્ર-ગુજરાતના શાસકોની વંશાવળીઓ - પ્રદ્યુમ્ન ભ. ખાચર ઈ.સ.૨૦૦૨.
(૨૪) સોરઠની વિદ્યાપીઠ બહાઉદ્દીન કોલેજ - પ્રદ્યુમ્ન ભ. ખાચર ઈ.સ.૨૦૦૨.
(૨૫) તવારીખ - પ્રદ્યુમ્ન ભ. ખાચર ઈ.સ.૨૦૦૪.
(૨૬) કલાપી અને સંચિત - શુક્લ રમેશ ઈ.સ.૧૯૮૧.
(૨૭) પોરબંદર સ્ટેટ ડિરેક્ટરી ભાગ-૧ ઈ.સ.૧૯૧૬.
(૨૮) સંસ્થાન રાજકોટની ડિરેક્ટરી ભાગ-૧,૨,૩.
(૨૯) ચરિત્રમાળા - નગીનદાસ મંછારામ ઈ.સ.૧૮૯૦.
(૩૦) કાઠી રાજપૂત (માસિક)ના અંકો. તંત્રી, ભગવાનજી ભીમજી સાવરકર.
(૩૧) પશ્ચિમ હિંદુસ્થાનની પોટ્રેટ ગ્યાલરી - રૂ.હો. જાલભાઈ ઈ.સ.૧૮૮૬.
(૩૨) મૂળવાજી આત્મજીવન - ગિરજાશંકર ઝીણાભાઈ પાણેરી ઈ.સ.૧૯૧૯.

(૩૩) અમરસંગ્રહ, કવિ અલરાજ નાજભાઈ, ઈ.સ.૧૯૩૭.
(૩૪) અમરયશ અરણ્વ પુરુષોતમ છગનલાલ ઈ.સ.૧૯૪૭.
(૩૫) દાજીરાજનું જીવન ચરિત્ર, જેઠમલ સ્વામી
(૩૬) શ્રી લખધીર યુગ ભાગ ૧ ભટ હરિશંકર માધવજી,ઈ.સ.૧૯૩૯.
(૩૭) જામનગરનો ઈતિહાસ,ડોલરરાય માંકડ ઈ.સ.૧૯૭૨.
(૩૮) ગોંડલની ભૂગોળ, રાજયનું પ્રકાશન ,સંવત૨૦૦૩.
(૩૯) સંસ્થાન રાજકોટનો સંક્ષિપ્ત ઈતિહાસ, શાહ પોપટલાલ.
(૪૦) સરદાર પટેલ, ગાંધી રાજમોહન.
(૪૧) ભગવત ગુણભંડાર, રાજેન્દ્ર દવે. ઈ.સ. ૨૦૦૦.


# અંગ્રેજી ગ્રંથો


(1) The Babi Rulers of Sorath - State Publication 1903 A.D.
(2) The History of kathiawad - Bell Wilberforce 1980 A.D.
(3) A Short History of Gondal - Dave H.L. 1889 A.D.
(4) The Ruling Princes of Junagadh - Edwards S.M. and Fraser L.G. 1909 A.D.
(5) The Ruling Princes of Bhavnagar - Edwards S.M. and Fraser L.G. 1909 A.D.
(6) Memorada on Indian States - 1940 A.D.
(7) History of Dhrangadra - Mayne C. 1921 A.D.
(8) The Maker of Modern Gondal - Nihalsingh 1934 A.D.
(9) The Prince of Weles and the Princes of India - Vol.1 -Laxmichand D. Shah 1923 A.D.
(10) Jam, the Great - M.H. Shah 1934 A.D.
(11) The Ruling Princes, chiefs and Leding Personages in the Western India States Agency Second Edition 1935
(12) The story of the Integration of Indian States - Menon V.P. 1961
(13) Urban Rural Integration in Regional Development A Case Study of Saurashtra.- Spodek Howard. 1976 A.D.
(14) Story of saurashtra - Shukla rasiklal B. 1993 A.D.
(15) Forty years of Rajkumar College - vol.1.2.3......... Bhavsinhji
(16) Statistical Account of Junagadh - J. W.watson - 1884 A.D.
(17) Statistical Account of Porbandar -J. W.watson - 1879A.D.
(18) Rajkot District Gazetteer - 1965 A.D.
(19) Bhavnagar District Gazetteer - 1969 A.D.
(20) Jamnagar District Gazetteer - 1972 A.D.
(21) Surendranagar District Gazetteer - 1977 A.D.

# લેખકોનો પરિચય

શ્રી પ્રદ્યુમ્નકુમાર ભગુભાઈ ખાચરે (જન્મ ૬ ફેબ્રુઆરી ૧૯૬૯)ધર્મેન્દ્રસિંહજી કોલેજ રાજકોટમાંથી મુખ્ય વિષય ઈતિહાસ સાથે બી.એ.ની ડીગ્રી ફર્સ્ટકલાસ સાથે મેળવી, ત્યારબાદ ઈ.સ. ૧૯૯૧માં સૌરાષ્ટ્ર યુનિવર્સિટીનાં ઈતિહાસ ભવનમાંથી એમ. એ.ની ડીગ્રી ફર્સ્ટકલાસ ફર્સ્ટ મેળવી, પ્રો. કેશવલાલ હીંમતલાલ કામદાર પ્રાઈઝ મેળવ્યું.તેઓએ કોલેજકાળમાં ગંગોત્રી ગૌમુખ અને મનાલીમાં ટ્રેકિંગ કેમ્પો કરેલ અને એન. સી.સી.નું ''સી'' સર્ટીફિકેટ બી ગ્રેડ સાથે મેળવ્યું છે. પંજાબની અશાંત પરિસ્થિતિ વખતે ફિરોજપુર (પંજાબ) મુકામે શ્રીએસ. એન. સુબ્બારાવ (ચંબલનાં ડાકુઓનું હૃદય પરિવર્તન કરાવનાર) સાથે નેશનલ યુથ પ્રોજેકટનાં કેમ્પમાં અગત્યની કામગીરી બજાવેલ. ગુજરાત સરકાર દ્વારા યોજાતા ''આપણી સરહદ ઓળખો'' કાર્યક્રમમાં ભાગ લઈ ભારત-પાકિસ્તાનની સરહદ ઉપર ફરીને વિગતો મેળવી હતી.તેઓએ ગુજરાતી વિશ્વકોશમાં અધિકરણો પણ લખેલ છે. આ સિવાય નવનીત સમર્પણ, કુમાર, વલોકચ્છડો, પથિક અને સંશોધનમાં અવાર નવાર લેખો લખે છે.જૂનાગઢનાં પોલીસ તાલીમ મહાવિદ્યાલયમાં પણ મુલાકાતી વ્યાખ્યાતા તરીકે સેવા આપી છે,સીદસર મુકામે આઈ. એ. એસ.ના તાલીમ વર્ગોમાં પણ મુલાકાતી વ્યાખ્યાતા તરીકે સેવા આપી છે. છેલ્લા ૮ વર્ષથી તેઓ સૌરાષ્ટ્ર કચ્છ ઈતિહાસ પરિષદનાં મંત્રી છે.સૌરાષ્ટ્રને માટે ખાસ તો તેઓનું પ્રદાન એ ગણાશે કે છેલ્લા ત્રણેક વર્ષથી સૌરાષ્ટ્રનાં પ્રતિષ્ઠિત અખબાર ''ફૂલછાબ'' માં ''સૌરાષ્ટ્ર ઈતિહાસને પાને'' નામની લોકપ્રિય કટાર શરૂ કરી તેમાં શહેરો અને ગામોનો પ્રમાણભૂત ઐતિહાસિક પરિચય કરાવે છે. આ માટે પોતે ગામેગામનાં પ્રવાસ કરી સૌરાષ્ટ્રની ધરતી ખુંદી વળ્યા છે અને સાથોસાથ જે તે સ્થળોની ફોટોગ્રાફી કરી છે. તેઓના ફોટોગ્રાફીના પ્રદર્શનો જૂનાગઢ, રાજકોટ, જામનગર પ્રભાસપાટણ વગેરે સ્થળે યોજાયા છે,તેઓની પાસે અન્ય ઐતિહાસિક તસ્વીરોનો મોટો સંગ્રહ છે. જયારે આ કટારપૂર્ણ થયે આ વિગતો પુસ્તકાકારે પ્રગટ થશે ત્યારે વિરાટકાર્ય પૂર્ણ કર્યુ ગણાશે. હાલમાં તેઓ ડો. સુભાષ મહિલા કોલેજમાં ઈતિહાસ વિભાગનાં અધ્યક્ષ છે.

બીજા લેખક પ્રા.પી. આર મારૂ પણ ઈતિહાસના અધ્યાપક છે અને તેઓ પ્રા. ખાચર સાથે જ સેવા બજાવેછે અને બન્ને સાથે ભણ્યા છે.તેઓ ૧૦ ડિસેમ્બર ૧૯૬૮ના રોજસમેગા(તા.બાંટવા)માં જન્મયા છે અને બહાઉદ્દીન કોલેજમાંથી બી.એ.ની પદવી મેળવી એમ.એ. ફર્સ્ટકલાસ પાસ (ઈતિહાસ ભવન સૌ.યુનિ.) થયા હતા.તેઓ ૧૧ વર્ષનો શૈક્ષણિક અનુભવ ધરાવે છે.